માતાપિતા

અને

મારા ગુરુઓ :

મુનિશ્રી જ્ઞાનચંદ્રજી અને કાલિદાસ ના. કવિ.

—જેમના કૃપાપ્રસાદે ભરકુ મનને કેડી લાધી—

તેમને. સસ્નેહ

# અ ર્પ ણ

# ઋણ સ્વીકાર

જ્વાળા અને જ્યોતમાં બાળ ભીખુની સ્મરણકથા છે. બચપણના સંઘર્ષોના કેટલાક પ્રસંગો મારા પરમ મિત્ર હરિશ્ચંદ્ર દેરાસરીને કહેતો, ત્યારે એ પ્રસંગો વિશે લખવાનું સૂચન, એમણે ઘણીવાર કરેલું. એનું સાહિત્યિક મૂલ્ય શું ? એ ભયે લખવાનું ટાળેલું. પુસ્તકરૂપે પ્રકટ કરવાની પ્રેરણા તો મને એક ગરીબ વિદ્યાર્થીને ન સમજવાની ભૂલ હું કરી બેઠો, તે પ્રસંગે આપી એણે જ મારામાં રહેલા, મારા બાળભીખુના સ્વરૂપને ઢંઢોળ્યું. વિદ્યાર્થીઓને ભીખુના પ્રસંગો સાંભળવામાં આનંદ આવતો એટલે પ્રસંગો સ્મૃતિપડમાંથી જેમ જેમ ઉકેલાતા ગયા તેમ તેમ કહેતો ગયો અને એ રીતે જ લખાતા પણ ગયા, એ કારણે ક્યાંક યોગ્ય ક્રમ સચવાયો નથી

કૃતિને કલાદૃષ્ટિએ મઠારવામાં મારા પરમમિત્ર પ્રો. ઉશનસે જે માર્ગદર્શન આપ્યું અને આવકાર લખવાનું સ્વીકાર્યું તે માટે તેમનો અત્યંત ઋણી છું. સૌ. નિર્મળાબહેન દેરાસરીએ હસ્તપ્રત ફરી તૈયાર કરી આપવામાં જે જહેમત ઉઠાવી તે માટે તેમનો આભાર માનું છું. અખંડ આનંદ માસિકમાં પુસ્તકમાંના કેટલાક પ્રસંગો પ્રકટ કર્યા તે માટે સસ્તું સાહિત્ય સંસ્થાનો તથા પ્રકાશનની જવાબદારી ઉપાડી લેવા માટે શ્રી જયંત શાહનો આ તકે આભાર માનું છું.

જેવું છે તેવું 'જ્વાળા અને જ્યોત,' ખાસ કરીને ગુજરાતના કિશોરો સમક્ષ—અત્યંત ક્ષોભ અને સંકોચ સાથે મૂકું છું.

ચંદ્રકાન્ત જે. પંડ્યા

જોશી મહોલ્લો,
નવસારી.
ગણેશચતુર્થી
તા. ૩૦-૮-૧૯૬૫.

# અનુક્રમણિકા

# આવકાર

ત્રીસ વર્ષ પછી જિંદગીમાં મને એક નવો અનુભવ થયો. ભાષાશિક્ષક તરીકે હું વીસ વર્ષથી માધ્યમિક શાળામાં નોકરી કરું છું...વિદ્યાર્થીઓએ મને ગુરુપદે સ્થાપી,...મારા અહંને પોષી મારી મહત્તા વધારી છે; પરંતુ મારી મહત્તાની એ પોકળતાનો, ગુરુતરીકેના એ ઘમંડનો પડદો મારા એક વિદ્યાર્થીએ ચીર્યો, મારામાં રહેલા શિક્ષકને એણે ઢંઢોળ્યો. સારા શિક્ષક બનવા માટે વધારે તપશ્ચર્યાની, સાગરસમ વિશાળ હૃદયની અને માના જેવી મમતા પ્રાપ્ત કરવાની જરૂર છે. એ મારામાં નથી, એ અલ્પતાનું એણે મને ભાન કરાવ્યું. સંસ્કૃતના વર્ગમાં એક વિદ્યાર્થીને કશું જ ના આવડે, પાસે પુસ્તક તો મળે જ નહીં, વિષયમાં એનું ધ્યાન પણ નહીં. મિજાજ ગુમાવી શિક્ષક પેલા વિદ્યાર્થીને તમાચો મારી દે છે, વર્ગ બહાર કાઢી મૂકે છે. અઠવાડિયા પછી પેલા વિદ્યાર્થીને વહાલથી પૂછે છે, 'પુસ્તક કેમ નથી?' ઉત્તરમાં લાચારીભરી આંખોવાળું મૌન 'તારા બાપુજી શું કરે છે? પુસ્તક કેમ ખરીદ્યું નથી?' હીબકાં ને ડગડગ આંસુ વચ્ચે જવાબ મળે છે, 'માં...દા છે.' જવાબ સાંભળતાં જ વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ શિક્ષકનું હૃદય કંપી ઊઠ્યું. એ તો એક ગરીબ મોચી, તે પણ શહેરના માર્ગ ઉપર એક આમલીના વૃક્ષની છાયામાં જૂનાં બૂટ-ચંપલ સમારવાનો ધંધો કરે છે તેનો દીકરો છે. એ જાણ્યું ત્યારે કોટન થીંગડાવાળા ખમીસ ચડ્ડી પહેરેલાં, એનામાં છુપાયેલા મારા બાળભીરુના સ્વરૂપને મેં જોયું; વર્તમાનને ઘડીભર

ભૂલી ગયો.... સમગ્ર ભૂતકાળ સ્મૃતિપટ પર ધસી આવ્યો. છાણું વાસીદું કરતી મારી વિધવા મા યાદ આવી.' બીજે દિવસે શિક્ષક પોતાનો વર્ગ લેવા જાય છે ત્યારે પેલો મોચી બાળ તો ગેરહાજર હતો, પણ બીજા વિદ્યાર્થીઓ શિક્ષકને પૂછે છે, 'સાહેબ, ગઈકાલે તમને શું થયું હતું?'ને શિક્ષક પોતાના ભૂતકાળમાં-શૈશવ ને વિદ્યાર્થી કાળમાં સરી જાય છે: 'એક તેર ચૌદ વર્ષનો છોકરો આઠમાં ધોરણમાં ભણે, એનું નામ ભીખુ.' ને વિદ્યાર્થીઓ પૂછે છે, 'સાહેબ, અમને એ ભીખુની વાત કરો ને?' અને એના જવાબમાં વિદ્યાર્થીઓથીય વિશેષ તો પોતાની જાતને જ સ્વગત રીતે સંભળાવતા હોય તેમ, 'મિત્રો,' એવા સંબોધનથી આ લેખકની 'સ્મરણાત્મક આત્મકથા'નો આ શૈશવકાળ ભાગ આરંભાય છે.

લેખકના આરંભના પ્રકરણમાંથી જે લાંબુ અવતરણ અહીં આપ્યું તે કંઈ નિરર્થક જ ઉતાર્યું નથી. ત્રીસ પાંત્રીસ વર્ષ પૂર્વેનો એ ગૂજરાતનો ગાંધીજી પ્રભાવિત જમાનો. ગાંધી પ્રવૃત્તિનો તે ગાળામાં મધ્યાહ્ન તપતો હતો. ગાંધીજીની પ્રવૃત્તિનું ને એમનાં લખાણોનું એક સુપરિણામ તે પ્રજાના જાગરુક વર્ગમાં વિશેષ કરીને શિક્ષકમાં પ્રવેશેલી આત્મનિરીક્ષણ ને કયારેક તો આત્મનિંદાની શોધક ટેવ ગાંધી રંગે રંગાયેલા એક સફળ શિક્ષક શ્રી ચંદ્રકાન્ત પંડયાની આ 'સ્મરણયાત્રા'નું મૂળ, ઉપર જણાવ્યો છે તે આત્મનિરીક્ષણના પ્રસંગમાં છે. એના પરિણામ સ્વરૂપ તે આ 'જનાળા અને જંયાત : એક કિશોરની આત્મકથા' ચંદ્રકાંત પંડયાની આ સ્મરણપોથી આપણને ગૂજરાતના છેક દક્ષિણ સીમાડે આવેલા ત્રીસ પાંત્રીસ વર્ષો પૂર્વેના ધરમપુર સંસ્થાનની આબોહવામાં લઈ જાય છે.

ચાળીશી વટાવી ગયેલા દરેક વિચાર-ચિંતનશીલ માનુષની જિંદગીમાં એક નવલકથાના વિષય જેવું ભાથું હોય છે, એ જાતની

એક વિદ્વાનની ઉક્તિને સહેજ બીજી રીતે રજૂ કરી શકાય કે 'ચ.ળીશી વટાની ગયેલા એક ગાંધી રંગી શિક્ષકના જીવનમાં એક નવલકથાનું સ્વરૂપ ભલે કદાચ ન બંધાય, પણ એક 'સ્મરણયાત્રા' જેટલું' ભાથું તે। અવશ્ય મળી રહે. ભાઇશ્રી ચંદ્રકાંતની આ પોથીમાં કેટલાક પ્રકરણોમાં ભાવકને નવલકથા જેટલો રસ પડશે તે જુદી વાત છે, પણ એકંદરે ગાંધી, કાલેલકર દ્વારા સફળતાપૂર્વક પ્રયોજિત નિબંધનુ' સ્વરૂપ સફળતાપૂર્વક અહીં કામમાં લેવાયુ' છે.

આમ તો ચંદ્રકાંતના જીવનમાં મહાપુરુષની જિંદગીમાં જ શકય હોય તેવી કોઈ મહાન કદની મહાન પરિણામોત્પાદક ઘટનાએ નથી, એક માધ્યમિક કક્ષાના ભાષાશિક્ષકના જીવનમાં એવું બધુ' તો કયાંથી હોય વારુ ? પણ નહીં તો આ ધરમપુરમાં આવી વસેલા ચરોતરના જેઠાલાલ પંડયાના દીકરા ભીખુના શૈશવના આટલા ન્હાના ગાળામાં કેટલી બધી વૈવિધ્યપૂર્ણતા છે ! ખેતી ને ગોપજીવન, શિક્ષકો, સહાધ્યાયીઓ ને શિક્ષણ, રમતગમત ક્રિકેટ અને સંગીત, રજવાડાં ને રાજકરણ આપણા ને આદિવાસીઓના દુ:ખદર્દ, રિવાજ અને નિસર્ગશ્રી, ધરમપુરનું ન્હાનું રજવાડુ' પ્રથમ વાર જ કદાચ આટલી સચ્ચાઈથી એના એક વતનીની કલમથી સજીવ થઈ ઊઠયુ' છે.

આટલી વિષય પ્રચુરતા હોય, એક સફળ ભાષા શિક્ષકની આત્મશોધક સજીવ ને કલાસર્જક કલમ હોય ને નિબંધ જેવું લવચીક સાહિત્ય સ્વરૂપ હાથવગુ' હોય ત્યારે એક- સારા વાઙ્મય પરિણામની આશા અવશ્ય રહે. ગાંધી યુગમાં નિબંધ સ્વરૂપને વિચાર પ્રગટ કરવાના તેમજ વ્યકિતત્વ પ્રગટ કરવાના એક પ્રબળ માધ્યમ તરીકે પલોટવામાં-આવ્યુ' છે જ. ગાંધી; કાલેલકર, અને કિસન- સિંહે એમાં એક વિશેષ પણ સર્જી આપ્યો છે. શ્રી ચંદ્રકાંત પંડયા એ માધ્યમને એ ત્રણેમના અનિવાર્ય પ્રભાવ નીચે। અહીં અજમાવે છે અને છતાં પોતાનુ' આગવુ' વ્યકિતત્વ-પણ ઠીક- ટકાવી રાખે છે.

વર્ગમા વિદ્યાર્થીઓએ પછ્યુ અને શિક્ષકલેખકે પોતાના શૈશવ કાળ-શિષ્યકાળ વિદ્યાર્થીઓ સમક્ષ અહીં 'મિત્રો,' એવા સંબોધન સાથે વાગોળ્યો છે; પરિણામે આ નિગદશ્રણીમા પ્રથમથી જ એક જાતની આત્મીયતા બધાઈ જાય છે. વિદ્યાર્થીઓની ખૂબ જ નિકટની અને ક્યાંક તો પોતાની સાથેની જ અંગત ગુફતેગોની એક વિશ્રંભવાણી અહીં પ્રગટ થઈ છે તેને કારણે અકૃત્રિમ રીતે ટૂંકા તળપદાં વાકયો આવ્યે જાય છે ગાધીયાનીનીએ અસર હશે. ગાધીવાણી જેને રામનારાયણે 'ટૂંકા વાકયોની કલા' કહી છે, તેનાથી આત્મનિરીક્ષણ ને સ્મરણયાત્રાની પ્રવૃત્તિમા છૂટવું જ મુશ્કેલ છે, તેમ છતા આ પોથીની બાનીમા સ્વતંત્ર ચાલ પણ સહૃદયક પાઠક જોઈ શકશે.

ભાઈ ચંદ્રકાંતે ધરમપુરનું સંસ્થાન એની કેટકેટલી વીગતોથી પોતાની સ્મૃતિમા સંઘરી રાખ્યું છે જમિના સાચા પ્રેમ વગર એ બની શકે નહીં; આવી મમતા જન્મે નહી, અને શૈશવના સ્મરણોની છબીઓમા એ બધું કેવું તો અનાયાસ ને મોહકરૂપે મઢાઈ ગયું છે! કુટુંબપ્રેમ વતનપ્રેમ, જૂના ને નવા જમાનાનો સંધિકાળ, ગાધીયુગીન સહાનુભૂતિ અને પ્રબોધ, એક ન્હાના અને જૂના રજવાડાનૂ મુગ્ધતા ને ટીકાવૃત્તિ એઉ તાણાવાણાથી અહીં એક ભાતીગળ વસ્ત્ર વણાયું છે. લેખકનાં અવલોકનો ઝીણાં ને વાસ્તવિક છે, તો વર્ણનો ને વ્યક્તિચિત્રો હૃદયંગમ છે. વત્સલ પણ રોષમૂર્તિ પિતાજી, ને નિતાંત વત્સલતાની મૂર્તિ બા પાર્વતી, સહૃદય ને શુભેચ્છક શિક્ષકો. મરાઠા, મુસ્લિમ અને રાજપૂત એવા વિવિધ કોમના દોસ્તો, ભલાભોળા પણ દેવાદાર ગણોતિયા આદિવાસી ખેડૂતોના વ્યક્તિચિત્રો સમર્થ કલમે આલેખાયા છે. એમાં ય વાત્સલ્યમૂર્તિ બાનુ મંગલચિત્ર 'જગન્માતા'ના જેવા પ્રકરણમાં કયારેક તો કાવ્યની કોટીએ પહોચ્યું છે. પિતાની માંદગી ને મરણનું વર્ણન 'નાલાયક' અને 'કપૂત' પ્રકરણોમાં કલાકારના ઊંચે ધોરણે લખાયું છે, જે વારંવાર વાચવું ગમશે. પ્રસંગ વિશેષના વર્ણનોમાં

પણ લેખકને સારી એવી ફાવટ છે પ્રવાસમા ગાથી ટિકિટ ક્યાંક મુકાઇ ગઇ છે ને જડતી નથી તે પ્રસગ, અ ાજી ી ગાય ને ાસ ગ આગળા ચોરવાનો પ્રસ ગ ને બીડી ચોરવાનો પ્રસ ગ આ બ ા જ પ્રસગે આગ્વાદ્ય બન્ના છે એમા ય બીડી ચોરવાનો પ્રસ ગ ગાંધીજીના પણ એના જ પ્રસ ગ ી યાદ આપે એવો છે વાત એમ છે કે લેખકને પોતાના જીવનમા આવેના તમામ અ ુભવ પ્રદેશ ી તીગનપર્ણ માહિતી છે તે દરે પ્રસ ગને તેની મૂળભૂત પરિભાષામા આ ખે છે પરિણામે તે તે પ્રસ ગ ખીલી ઊઠે છે પછી તે અનુભવ ખેતીનો હોય કે ઢોરનો હોય જનોઇનો હોય કે બાધાનો કે મરણનો હોય કે પછી સ ગીતની મહેફિલનો હોય પ્રકૃતિવર્ણનોમા પણ એજ ફાવટ છે તે પ્રકૃતિ પછી ધરમપુરના ડુ ગરાળમા વનાચ્છન ી હોય કે ચરોતરના વાનક કાઠાની આમ 'જ્વાળ અને જ્યોત' વર્ણન વૈભવે ઝડી ગીતે દીપી ઊઠે છે

આ વર્ણનો ી આસ્વાદ્યત ુ મૂ ગ ગ્ગ ુ છે લેખ ના ગ્વા ભાવિક ગતિએ ચાલતો ભાષા ભ ડોળ ને ભાષાવિન્યાસ એક કુશળ ભાષા શિક્ષ ને જ હોય એવો આપ ુી તળપદી બા ી પર એમનો કાબૂ છે એમ ો ઓહી ો વાગ્વૈભવ જોઇને જ એમને કોઈ સફળ ભાષશિક્ષક હોવાનુ પ્રમાણપત્ર આપી દે એમ છે ખ ુ ના ભ ષા મ ગ્માગ મૂળ ચરોતરના અને ઉછેર સુરત જિલ્લાનો, આમ તે કમા આ ી મુખ્ય બે બોલી ા સજીવ પ્રવાહોના સ કર નહી, પ્ર સૃષ્ટિ આપણને જોવા મળે છે ચરોતરી અને સુરતી બોલી ી પૃથકતા વિશે લેખક સભાન પણ છે, પણ એમના ભાષા પ્રયોગો ભાનપૂર્વકના નથી, કેવળ અકૃત્રિમ છે, ને તેથી જ તો આટલા સજીવ લાગે છે એ વિના વાણી આવી તળપદી બળવાન ને મુહાવરેદાર બને જ નહીં પાવરુ, દર, હ ડીનોકા, મૂ ડી (માથું), ઓધરણું, વટ વ ગ, બાધાઆખડી, ચાર (ઘાસ) ઉ ેન, ડાતગ જેવા ચરોતરી શબ્દો અને ખાદણુ, તાવ ગી, સારવણો, સાતગીરી, તોફી, પરવાર જ ન મળે,

પાડિયાં, વદા થઇ, ગૂંગણું, જેવી સૂરતી બોલીના શબ્દો; ઉંબગે ટાયવો, ભણવાનું તો રામ તારું નામ, પાનો ન મૂકે, મોટા બાપજી, ધૂંટણ સમાણા, અને એવા બીજા ચરોતરી-સરતી મુહાવરા ને ઉકિતના લહેકા લેખકની ભાષાશકિતની ચાડી ખાય છે.

આ વાણી ક્યારેક આગળ વધીને તળપદી ઉપમાઓ પણ સર્જે છે! 'ફૂંદાની જેમ રઘવાઇ' 'ઘીનલાની જેમ ઘસડાતા' અને 'ચીમળાયેલા ફૂલની જેને' 'મુંડન કરાવેની વિધવા જેવી દુખિયારી વાડી' જેવી ઉપમાઓમાં આ તળપદું જેમ જોઈ શકાશે. પણ એક વાત કહું? સુરત જિલ્લામા 'ડાગ'રની વાત કરતા એમના હાથમાં 'ભાત' શબ્દ કેમ નહિ આવ્યો હોય? નર્મદાનાં વહાણ કહેતા એમને 'પનાઇ' શબ્દ કેમ નથી જડ્યો? ગણિતની ચાવીની વાત કરતા 'લેખા' શબ્દ એ કેમ ચૂકી ગયા હશે!

એમની આ તળપદી અકૃત્રિમ જીવંત વાણીના અવતરણો આપવાનું મન તો થાય છે પણ લંબાણભયે અટકી જાઉં છું.

'જવાળા ને જ્યોત'મા આટઆટલા વ્યકિતચિત્રો, વર્ણનો અને વાગ્વૈભવ દર્શાવનાર લેખકની પોતાની મુદ્રાપણ કેવી ઊપસી આવી છે! નઠોર-નઘરોળ-તોફાની કિશોર રૂપે, માબાપના ગુણ ન જાણ્યા તેનો પસ્તાવો કરતા ને ગુણકીર્તન કરતા દીકરા રૂપે. જૂનો નવો જમાનો સરખાવતા અને નવા જમાનાનુ શિક્ષણ, યંત્ર સંસ્કૃતિ, દેશીરાજ્યની વેઠ ને ખૂની ભપકા તથા આદિવાસી ખેડૂતોની ગરીબાઇને કરજ વિશે જાગૃત સમભાવી ટીકાકાર રૂપે એમનુ વ્યક્તિત્વ આગ્વદ્ય બન્યું છે. તેમા ય આદિવાસી ખેડૂત છીવલાના કરજના હીસાબના જૂના ચોપડા પોતાની માતાની સમક્ષ જ ફાડી નાખતા નવ લોહિયા ભીખુનું ચિત્ર ગંભીર રીતે અંકાઇ જાય છે ને લાંબો સમય ચિત્તમાં ચમકી રહે છે.

સ્મરણો અહીં કંઈ આનુપૂર્વીના કોઈ ક્રમે રજૂ નથી થયાં, ને તેથી રચનાને કોઈ નુકસાન પણ પહોંચ્યુ નથી. 'મિત્રો,' એવા સંબોધનથી શરૂ થયેલી આ સ્મૃતિયાત્રાના લાંબા પટમાં વચ્ચે બીજે એક સ્થળે (પૃ. ૬૦) ફરીથી 'મિત્રો,' એમ સંબોધન તાજું કરી લીધું છે તે પણ ઠીક થયું છે, નહીંતો આ શૈલીનું ઔચિત્ય જોખમાત. 'બોડી ગાય'નું પ્રકરણ તો કોઈ પ્રાથમિક શાળાનો શાલેય પાઠ થઈ જવાનો ભય પણ હતો જ તેય લેખકનો અંગત ને વૈયક્તિક સંદર્ભ પામવાથી એકંદરે ઊગરી ગયું છે.

આમ એકંદરે અનેક સ્થળે અનેક રીતે આસ્વાદ્ય આ કૃતિમાં પાર વિનાના મુદ્રણદોષ રહી ગયા છે તે ઠીક નથી થયું; બીજું પણ કેટલુંક ટાળી શકાયું હોત તો લાભ જ થાત. ક્રિકેટ જેવા પ્રકરણોમાં ક્યાંક અહંભાવની ગંધ આવે છે તે, નવાં શિક્ષણસંસ્કાર અને નવી યન્ત્રપ્રકૃતિ પરની ટીકા ને ઉપદેશકતામાં પુનરુક્તિ થયા કરી છે ને પ્રગલ્ભતાની માત્રા પણ વિશેષ છે તે જરા કઠે છે. પણ છેવટે તો આ એક શિક્ષક-મિત્ર જીવની છે અને વળી વિદ્યાર્થી મિત્રોને સંબોધી, ઉદ્દેશી આલેખાયેલી છે તેથી આ એક શિક્ષક સહજ મર્યાદાને નિર્વાહ્ય ગણી શકાય, કદાચ. અંતે, આ રચનાને તે સ્થળે સ્થળે કલાનુ સીર પ્રાપ્ત કરે છે તેથી ત્યા જેમને ઉદ્દેશીને લખાઈ છે તે વિદ્યાર્થીમિત્રોને એમના જ જેવા એક વિદ્યાર્થી કિશોરની કહાની હોવાથી આત્મનિરીક્ષણની પ્રેરણા પણ આપશે તેથી ઉભય દૃષ્ટિએ હાર્દિક રીતે આવકાર્ય છે.



ઉશનસ્

[ ૧ ] ભીખુ

મિત્રો,

ત્રીસ વર્ષ પછી જિંદગીમાં મને એક નવો અનુભવ થયો. ભાષાશિક્ષક તરીકે હું વીસ વર્ષથી માધ્યમિક શાળામાં નોકરી કરું છું. હું કેવો શિક્ષક છું એ તો મને ખબર નથી. જિંદગીમાં મને ખૂબ ખૂબ પ્રેમ મળ્યો છે. મારા વિદ્યાર્થીઓ પણ મને ખૂબ ચાહે છે. એમના પ્રેમને જ હું મારી સંપત્તિ સમજું છું. મારા વિદ્યાર્થીઓમાંથી આજે કોઈ ડૉક્ટર છે, કોઈ વકીલ છે, કોઈ જજ છે તો કોઈ કૉલેજના પ્રિન્સિપાલ છે. કોઈ સરકારી અમલદાર છે. તો વ્યાપારી પણ છે. એ ભૂતપૂર્વ અને આજના સૌ વિદ્યાર્થીઓએ મને ગુરુપદે સ્થાપી, એમના અપાર પ્રેમની વર્ષાનો અભિષેક કરી, મારા

શકે! આજના વિદ્યાર્થીઓને સંસ્કૃત વિષય બોજારૂપ લાગે છે તે હું સમજું છું. શિક્ષણને નામે વધારે પડતા જ્ઞાનને ઠાંસવાના સરકારી ઉત્સાહને પણ હું સમજું છું. જે પદ્ધતિ અને જેટલા પીરિયડ સંસ્કૃત માટે ફાળવવામાં આવ્યા છે તેમાં સંસ્કૃત કદાપિ ન શીખવી શકાય એ મર્યાદા પણ હું જાણું છું. આજે જે વિદ્યાર્થીઓ શાળામાં આવે છે. તે પ્રજાના સૌથી નીચલા થરમાંથી આવે છે, તેની પાસે સંસ્કૃત જેવા વિષય માટે જે પૂર્વતૈયારી રૂપે સંસ્કારનો પાયો જોઇએ તે નહિવત્ અને ઉપલા થરના કે મધ્યમ કુટુંબમાંથી આવતા વિદ્યાર્થીઓને પણ જે આગલી પેઢીને ધર્મિક વાતાવરણમાંથી સંસ્કૃતના જે સંસ્કાર મળતા તે યંત્રસંસ્કૃતિને કારણે બંધ પડયા. એન્જિનિયર અને ડૉક્ટર થવાના આદર્શ સેવતા, વિદ્યાર્થીને ઐચ્છિક વિષય તરીકે સંસ્કૃત શિખવાડવાની ને મેટ્રિકમાં એ વિષયને છોડી દેવાની કેળવણીખાતાએ કરી આપેલી સગવડ, એને પરિણામે સારા શિક્ષકને પણ સંસ્કૃત શીખવતાં નવનેજા થાય ત્યાં મારા જેવાનું શું ગજું? આ બધું સમજ્યાં છતાં શિખવાડવાના અતિ ઉત્સાહમાં હું–વિદ્યાર્થીને સમજવાનો પ્રયત્ન ન કર્યો તે કારણે–કેવો અનાચાર કરી બેઠો તેનો એક પ્રસંગ છે

સંસ્કૃતના વર્ગમાં એક વિદ્યાર્થી પાછલી પાટલીએ બેસી રહે. હું વર્ગમાં શીખવતો હોઉં ત્યારે ધ્યાન તો ન આપે પણ બારી બહાર તાકયા કરે, કયારેક સવાલ પૂછું તો ન આવડે. પાધરું વાંચતા ય ન આવડે. હું એક દિવસ ભણાવવાના અતિઉત્સાહમાં હતો હતો ત્યારે એ છોકરો બાજુના છોકરા સાથે વાતચીત કરતો હતો તે જોતાં મેં મિજાજ ગુમાવ્યો ને તેની પાટલી પાસે ધસી જઈ ને તમાચો ચોડી દીધો. તે પાઠયપુસ્તક પણ નથી લાવ્યો તે જાણ્યું એટલે મેં એને વર્ગબહાર કાઢી મૂકયો. મારા પીરિયડમાં બીજે દિવસે મેં છોકરોને પૂછયું, 'પુસ્તક છે?' તેણે ડોકું હલાવી ના પાડી એટલે બીજે દિવસે પણ વર્ગબહાર કાઢયો. અઠવાડિયા પછી

જ્યારે ફરી પીરિયડ આવ્યો ને તપાસ કરી તો એ પુસ્તક નહોતો લાવ્યો. મેં પુસ્તક ન લાવે ત્યાંસુધી મારા વર્ગમાં ન બેસવાની નોટિસ આપી. છોકરો પાટલી પાસે ઊભો રહ્યો. 'બહાર નીકળ.' મેં ઘાંટો પાડયો, તો દયામણું મોઢું કરી તે વર્ગમાં ઊભો જ રહ્યો. તેની આંખમાં આંસુ હતાં. હૃદયમાં કોણ જાણે કયાંથી સહૃદયતાએ આક્રમણ કર્યું. હુ તેની પાસે ગયો, ખભા ઉપર વહાલથી હાથ મૂકી પૂછ્યું, 'પુસ્તક કેમ નથી?' તો કશું બોલ્યો નહિ. આંસુ ભરી દષ્ટિથી તે મારા તરફ જોઈ જ રહ્યો, એની આખમાં મેં કોઈક લાચારી વાંચી હશે કે કેમ તે તો રામ જાણે, પણ મમતાથી, પૂછ્યું, 'તારા બાપુજી શું કરે છે? પુસ્તક કેમ ખરીદ્યું નથી?' જવાબ આપવાને બદલે તે હીબકાં ખાતા ખાતા રડવા લાગ્યો. આંખમાંથી ડબ ડબ આંસુ ટપકવાં લાગ્યાં, હાથ ફેરવતાં, શાંત પાડતાં જ્યારે ફરી પૂછ્યું, તો હીબકા લેતાં જ 'મા...દા' છે, 'એવો જવાબ સાંભળતા જ વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ હૃદય કંપી ઊઠયું. એ તો એક ગરીબ મોચી–તે પણ શહેરના માર્ગ ઉપર એક આમલીના વૃક્ષની છાયામા જનાં બૂટ–ચંપલ સમારવાનો ધંધો કરે છે તેનો દીકરો છે. એ જાણ્યું સાથે ફાટેલ થીંગડાવાળા ખમીસ ચડ્ડી પહેરેલા એનામાં છુપાએલા મારા બાળ–ભીખુના સ્વરૂપને મેં જોયું. વર્તમાનને ઘડીભર ભૂલી ગયો. આંખની પાંપણ ભીની બની, શરીરમાથી જાણે બધી જ શકિત હણાઈ ગઈ હોય તેમ ઢીલોઢબ બની ખુરસી પર બેસી ગયો. સમગ્ર ભૂતકાળ સ્મૃતિપટ પર ધસી આવ્યો. છાણુ વાસીદું કરતી મારી વિધવા મા યાદ આવી. મેટ્રિકના ફોર્મ માટે બંગડી ગીરવે મૂકીને પૈસા લાવી હતી; શાળાના આચાર્યે તોફાની ભીખુને શી રીતે મમતા બતાવી સંસ્કાર આપ્યા તે બધું ખડા થયા ને પેલો બિચારા ગરીબ માંદા મોચીનો દી! સ્થિતિ ભીખુ કરતાં તો કેટલીય કરુણાજનક હતી, તેને હું સમજ્યો? હું સાચો શિક્ષક શેનો? નર્યો દંભી! મારી

મને તિરસ્કાર આવ્યો. ઘટ પડ્યો ત્યારે હું વિચાર તંદ્રામાંથી જાગ્યો, નીરવ ક્ષુબ્ધશાંતિ અનુભવતા વર્ગને છોડીને ધીમે પગલે હું બહાર ગયો !

વિષાદ ભર્યા અને ભારે હૈયે, બીજે દિવસે એ જ વર્ગમાં હું ગયો. મોચીનો દીકરો–ખાલપો–તે દિવસે નહોતો આવ્યો પશ્ચાત્તાપ–હજી ઓછો થયો નહોતો. મારા દોષોને ભૂલી જનારા મારા પ્રેમાળ વિદ્યાર્થીઓ મારા દુઃખને સમજી તો નહિ શક્યા હોય પણ મારા વિષાદભર્યા ચહેરાનું દુઃખ વાંચી તેઓ પણ બેચેની અનુભવતા હતા. એટલે પૂછવા લાગ્યા :

એક વિદ્યાર્થી–સાહેબ, ગઈ કાલે તમને શું થયું હતું ?

બીજો વિદ્યાર્થી–ગઈ કાલે તમે ઢીલા કેમ થઈ ગયેલા ? સાહેબ, તમારી આંખમાં આંસુ કેમ આવ્યાં હતાં ?

શિક્ષક–મિત્રો, માણસ પોતાની જાતને ભૂલી જાય અને દૃષ્ટિના જુદાં ધોરણે બીજાને માપે ત્યારે એ બીજાને અન્યાય કરી બેસે છે, જ્યારે અંતરતમ એને પ્રશ્ન પૂછે છે, 'ભાઈ, તારી જાતને જ તપાસ ને ? તું જ કેવો છે ? કેવો હતો ?' ત્યારે બહારનાં પડળ ખૂલે છે, એને નવી દૃષ્ટિ લાધે છે. ખોટું કર્યાનો એનો પસ્તાવો થાય છે.

વિદ્યાર્થી–પણ સાહેબ, તમે એવું તે શું કર્યું ! ખાલપો તો......

શિક્ષક–ના, ખાલપો સારો જ છે. પરિસ્થિતિએ એને આવો બેદરકાર બનાવ્યો, મેં એ જાણવાની કે સમજવાની કોશિશ પણ ન કરી, અને જ્યારે સમજ્યો, તે પહેલાં તો મેં એને અન્યાય કરી નાખ્યો હતો; વિના વાંકે એને માર્યો, એના પિતા બૂટ સાંધે, તે શું કમાતા હશે ? વળી, એ માંદા છે,

ઘરમા કેવી પરિસ્થિતિ હશે, દવાદારુનું શુ કરતા હશે? આ સન્જોગોમા એ પુસ્તક ક્યાથી લાવે?

વિદ્યાર્થી–પણ સાહેબ! એ તો ધ્યાન પણ નહોતો આપતો, બારી બહાર જ જોયા કરતો હતો

શિક્ષક–બરાબર છે પિતા માદા હોય, ઘરની પરિસ્થિતિ આવી હોય ત્યારે એનુ શાળામા કે ભણતરમા ચિત્ત શી રીતે રહે! એને ત્યારે એનું ઘર, એના પિતા જ યાદ આવતા હશે, હું પણ શાળામા આવડો જ ભણતો ત્યારે ક્યા ધ્યાન આપતો હતો! કેટલા તોફાનો કરતો હતો! ભણવામા સૌથી 'ઢ'

વિદ્યાર્થી– સાહેબ, તમે તોફાની!

બીજો–સાહેબ, તમે ભણવામા 'ઢ'? ખોટી વાત.

શિક્ષક–હું જાણુ જ છુ કે મારા વર્તમાન ઉપરથી ભૂતકાળમા હુ કેવો હતો એ વાત કહુ તો તમે નહિ માનો, પણ હુ ખરેખર તોફાની–બહુજ તોફાની બારકસ, અને ભણવામા તો વળી સાવ નકામો સૌનો અળખામણો

વિદ્યાર્થી–સાહેબ, અમને તમારી વાત કરોને! પછી તમે ભણ્યા શી રીતે?

શિક્ષક–એક તેર–ચૌદ વર્ષનો છોકરો આઠમા ધોરણમા ભણે, એનું નામ ભીખુ

વિદ્યાર્થી–ભીખુ?

શિક્ષક–હા, ભીખુ, એ એક ખેડૂતનો દીકરો, બે થાંગડાં મારેલી ખાખી ચડ્ડી, સફેદ ફાટલું ખમીસ માથે સફેદ ટોપી પહેરી, પુસ્તકો બગલમા મારી, ભાઈબંધો સાથે ટહેલતો, તોફાનો કરતો, શાળામા જતો. શિક્ષકો એને તોફાની ગણીને મારતા, ન આવડે તો અનેક પ્રકારની શિક્ષા કરતા, ભીખુ પણ અમુક શિક્ષકના પીરિયડમા ભાઈબંધો સાથે ભાગી છૂટે, ઘેર એની ફરિયાદ જાય એટલે બા ચિઢાય, બાપુજી મારે, ભણવાનો એને ભારે કંટાળો, ગુજરાતીના વિષય સિવાય બધું જ અંગ્રેજીમા ભણવાનું, ઇતિહાસ–ભૂગોળ અંગ્રેજીમાં ભણવાનાં, ગણિતશાસ્ત્ર અંગ્રેજીમાં, એમાં એને કશી સમજ ન પડે ' એટલે ભણવાનો ભારે કંટાળો, શિક્ષકો રાક્ષસ જેવા લાગે. પુસ્તકો દુશ્મન લાગે, બા–બાપુ વાંચવાનું કહે તો ભળતું જ (કોઈ નવલકથાનું) પુસ્તક લઈને વાંચવાનો ડોળ કરે, પિતા ઘરમાં હોય ત્યાં સુધી એમને પટાવવા છેતરવા પૂરતો વાંચવા બેસે, બપોરે આરામ કરતા હોય ત્યારે આંબા પીપળી, કે લખોટા–ભમરડા રમવા ચાલ્યો જાય, માને તો જરાય ન બદે, એની સામું બોલે, ઘરમાં ક્યારેક ચોરીઓ કરે, બીડીઓ પીએ, ખરાબ મિત્રોની સોબતને કારણે ગાળો બોલે, ફળિયાનાં લોકો પડોશનાં કાકા–કાકી એને રખડેલ કે તોફાની આખલો કહે, રોજ કોઇ ન તો કોઈની ફરિયાદ લઈ આવે. ક્યારેક માથું ફોડીને ઘેર આવે તો ક્યારેક પગમાં કાંટો વગાડી આવે. મા કકળાટ કરે, રડે, મારે, પણ બધું પથ્થર ઉપર પાણી. આખો દિવસ દફતરિયું બાંધીને હુડ્ડાઘોડાની જેમ રખડે, પરીક્ષામા નાપાસ થાય.

વિદ્યાર્થી–સાહેબ તમે નાપાસ પણ થયેલા !

શિક્ષક-હા ભાઈ, હું,-એ પેલો ભીખુ-નાપાસ પણ થયેલો. એક નહિ, એ નહિ, ત્રણવાર. બાપુ કહેતાં ભીખલો નાલાયક પાક્યો. મા કકાપો કરીને કહે, મૂઓ જન્મ્યો ના હોત તો સારું.

વિદ્યાર્થી—સાહેબ અમને એ ભીખુની વાત કરો ને !

અને મેં મારા બાળપણની, ગરીબીની, તોફાની સ્વભાવની, પિતા કેવી ચિંતા કરી કરીને અવસાન પામ્યા, વિધવા માએ શી રીતે દુઃખો વેઠી ભણાવ્યો; એ જ ભીખુ આજે શિક્ષક બન્યો ત્યારે પેલા મોચીના દીકરા બાલપાને ન સમજી શક્યો ? તેનો પસ્તાવો વ્યક્ત કર્યો, શિક્ષક તરીકેની મારી નિર્બળતાનો એકરાર કર્યો. એ બધી જ વાત વિદ્યાર્થીઓએ રસપૂર્વક સાંભળી, કેટલાકની આંખોમાં આંસુ પણ આવ્યાં હતાં, મારું તો રૂવેરૂવું રડતું હતું. અને એ રીતે મારામાં અવ્યક્ત-છુપા પડેલા બાળ ભીખુની વાત કરવાની મને પ્રેરણા મળી !



ગયો ચિતા ખડકવામા આવી સળગતો કરસાડીનો સાવરણો લઈ શુકલજીએ કહ્યુ તેમ ચિતાની પ્રદક્ષિણા કરી પિંડ મૂકયા, ને ચિતા ચાંપુ તે પહેલા કાકાએ કહ્યુ, 'મરણ પોક મૂક' પણ મને રડવુ જ ન આવે કે ન કહ્યુ બોલાય પોક શી રીત મૂકુ? એટલે કાકાએ પોક મૂકી 'એ-મારા-ભાઈ-રે!'

અગ્નિસસ્કાર કર્યો કે બે જણ મને હાથ પકડીને ઘેર લઇ આવ્યા બાપુનો ક્ષર દેહ ભસ્મ કરીને આવ્યો જાણી બૈરાઓએ ફરી રડવા માડયુ બાએ જે કલ્પાત કર્યું છે, જે છાતી કૂટી છે, માથાં પછાડયાં છે એ ચિત્ર આજે પણ સ્મૃતિપટ ઉપર એવું કાયમી અકિત થઈ ગયુ છે કે તેનો વિચાર આવતા ધ્રુજારી આવે છે બા ને બે જણવા કૂટ આ થાં, ને લાબ્ક થઈ જમીન ઉપર પછડાઈ જિંદગીને એ હવે સસ્તી સમજતી હતી અને મરણને પૂકારતી હતી પણ મરણ એમ માગ્યુ શાનુ આવે! કૂટવા આવેલા બૈરાઓમાથી કો'ક બોલ્યુ, પાર્વતી હવે બસકર છોકરાઓ સામુ તો જો, બચારા હેબતાઈ જશે'

કાકીએ મૂર્છા પામેલી બાને માથે અને મો ઉપર પાણી છાટયુ, થોડીવારે બાને કળ વળી ને પછુ કલ્પાન્ત કરવા માડી 'હુ મોઈ કેમ ન મરી ગઈ? મારે નથી જીવવુ રે--મને લઈ જાવરે--' મારા વિધવા બા ફોઈ આ વા હતા તેમણે ગુસ્સે થઈ કહ્યુ 'આ શુ માંડયુ છે? મારા ઉપર શુ ઓછુ દુ ખ પડયુ છે, દુ ખ ભોગવવાનું સર્જીત હશે તે મોત કઇ માગે મળતું હશે?' બે નાના દીકરા ને એક નાની દીકરીને હજી ઉછેરવાના હતા ભેસના છાણમૂતરનું વાસીદુ ને કાળી મજૂરી કરી કોઈકની દયા ઉપર પોતે જીવી, જિંદગીના બોજા જીવનના ધગધગતા રણપ્રદેશમા ઉઘાડા પગે અને મૂડન કરાવેલ માથે એને હજી ઉચકવાના હતા એટલે બા જીવી ગઇ!



ઘરમાં કશુંક દુઃખદ બન્યું છે એવો મને ખ્યાલ જ નહોતો આવતો. બાપુજીના મૃત્યુ પછી ઘર શી રીતે ચાલશે એની એકમાત્ર બાને જ ચિંતા. ત્રણ બહેનો પરણીને સાસરે ગઈ હતી હું, નાનો ભાઈ અને નાની બહેન, ત્રણમાથી કોઈ બાને મદદરૂપ થાય એમ ન હતું.

બાપુજી સાથે ખેતી કરતા. ઘરમાં ગાય-ભેંસ રાખતા તેનું દૂધ વેચતા. બાપુજીની ખેતી સંભાળે એવુ મોટું, ઘરમા કોઈ જ નહિ. વળી ખેતીની જમીન ઉપજાઉ નહિ. ડાગર ને થોડુંઘણું કઠોળ પાકે, એવી જમીન તેમા બાપુ કાળી મજૂરી કરીને શેરડી ઉગાડતા, ક્યારેક કેળ રોપતા, શાકભાજી કરતા, સારી એવી આંબાવાડી બનાવેલી પણ સોંઘારતનો જમાનો એટલે ખેતરમાંથી ક્યારેક તો સાંથ ભરવા જેટલા રોકડા રૂપિયા પણ ન મળે. કેરી બે-ત્રણ આને સેંકડે, શાક થાય એની તો કશી જ કિંમત નહિ. શેરડીમાથી ગોળ બનાવી આખુ માટલું વલસાડ જઈને વેચીએ ત્યારે દોઢ રૂપિયો મળે. શેરડીની ખેતીમાથી મજૂરીના પૈસા ખર્ચ્યા હોય તે પણ ન મળે. જાતમહેનત તો નફામાં. ડાગર દસ રૂપિયે હાગે (૨૧ મણનો મોટો હારો) મળે. તે જમાનામા ખેતી ખોટનો ધંધો તેમા ૧૮૩૦-૩૫ નો મંદીનો જમાનો. કોઈ વર્ષ સતત વરસાદ, કોઈ વર્ષ વરસાદ જ ન પડે, ક્યારેક તીડ પડે તો ક્યારેક હિમ એમ કુદરતના કોપ પણ ઉપ.

ઊતરે. એટલે મૃત્યુ પહેલાના પાચ વર્ષ બાપુજીએ ઘણી કફોડી સ્થિતિમા પસાર કરેલા. બા ઢોરનાં દૂધ-ઘી વેચી બે પૈસા બચાવતી તે પણ બાપુજીની ખેતીના ખાડામા દટાઈ જતા. વળી મૃત્યુના બે વર્ષ અગાઉ બહેનના લગ્ન કરેલા તેમાં દેવુ પણ વધી ગયેલું. આમ બાપુજીના મૃત્યુને કારણે અમારી સ્થિતિ સાવ નિરાધાર. હુ તેરચૌદ વર્ષનો છતા શુ ખાશુ? શી રીતે જીવાશે એવી ચિંતા મને કદી નહોતી થતી.

બાપુજીના મૃત્યુના બીજા દિવસથી જ હું ક્રિકેટ અને ગિલ્લીદંડા રમવામાં પડી ગયો હતો. માત્ર બે ટંક જમવા પૂરતો જ ઘરમાં રહું. બા બીચારી રડી રડીને અડધી થઈ ગઈ હતી જન્મારો શી રીતે કઢાશે એની ચિંતા એને સતાવતી ખેતીની સાંથ બે વર્ષથી ભરાઈ નહોતી તે માટે સરકારી નોટિસો મળ્યા કરતી, જપ્તી આવવાની બીક હતી. ઉઘરાણીવાળાઓ તો બીજે દિવસથી જ ઉંબરો રોચતા થઈ ગયેલા. ખેતરના હાળીઓ પણ અમારી ખેતી ખેડવાની ના પાડતા હતા. બિચારી બા કોને જવાબ આપે? એના જીવને જંપ નહોતો. અધૂરામાં પૂરું હુ નફકરો બનીને રખડતો ફરતો હતો ન કશી ચિંતા, ન કશી જવાબદારી! ભણવાનું તો રામતારું નામ. બાને ચારે બાજુના સંતાપ. એ કોનું કોનું રડે? દીકરો નખ્ખોદિયો નીકળ્યો હતો બાપ પણ એની ચિંતામા મૂઆ નફફટને કશી અસર જ નહિ.

બે ભેંસ અને એક ગાય એ બાની મૂડી હતી તેમા એક જ ભેંસ દૂઝણી હતી તેનુ દૂધ વેચી બા ઘર ચલાવતી ખાવા જેટલું અનાજ તો હતું. પણ રોકડ કશું નહિ દૂધના પૈસા આવે તેમા જેમતેમ બેચાતું. સાત સાધે તો તેર તૂટે એવો ઘાટ હતો. હુ એક દિવસ બપોરનો રમવા ચાલ્યો ગયો હતો. બાએ ભેંસ માટે બજાર-માથી ગવાર લાવવાનું કહેલું પણ રમવાની ધૂનમાં ભૂલી ગયેલો. તે દિવસોમા ઢોરોમા રોગચાળો ચાલતો હતો/ જે ભેસ દૂધ દેતી હતી તેણે બા દૂધ દોહવા ગઈ ત્યારે દોહવા ન દીધું. કેમે કરી

પાનો ન મૂકે. બા તો ક્યાંય સુધી આગળ ખેંચતી રહી, ચંદીના બે ટોપલા ખવડાવ્યા પણ ભેંસ એકની બે ન થઈ. દૂધની લાયણીવાળાઓ ઘેર આવી આવીને પાછા જતા ભેંસ આગળ કોઇ લાકડી લઇને ઊભો રહે, તો ધાકના માર્યા ભેંસ કદાચ ઊભી રહે. કલાકેક પછી બા બીજીવાર દોહવા ગઈ, ત્યારે પણ હું ઘરમા નહોતો એટલે ૫'–૭ વર્ષનો નાનો ભાઇ વિનોદ લાકડી લઇને ભેંસ આગળ ઊભો રહ્યો, બા આંચળમાં હાથ ઘાલે કે ભેંસ પગ ઊંચા કરે. તે દિવસે ભેંસે પાનો ન મૂક્યો તે ન જ મૂક્યો. આખરે બા કંટાળી. એણે ભેંસને લાકડીએ લાકડીએ ટીપી નાખી! પણ હૃદયમા રડતી ખાલી બોઘરણે એ ઘરમાં આવી! એટલામાં હું આવ્યો બાનો ગુસ્સો હવે હાથમાં ન રહ્યો, મને જોતાં જ: 'મૂઆ, અકકરમી, મારા પેટે ક્યાં પાક્યો! મારા જીવના લેણી,' ને એવા એવાં આક્રંદો ને ડબ ડબ આંસુ પાડતી બાએ તે દિવસે મને લાકડીએ લાકડીએ ઝૂપેટી નાખ્યો. બરડામાં મોટા મોટા સોળ પડયા હતા. મોઢું રડી રડીને લાલ થઈ ગયું હતું, પડોશનાં કાકી આવીને કહે, 'પાર્વતી, આવો કાળ ચડે તે સારું નહિ, છોકરાને કશુંક થઈ જશે તો?'

'મૂઓ, મરે તો એક સંતાપ તો ઓછો.' ને બાને ફીટ આવ્યાં. હાથપગ ખેંચાઇ ગયા, દાંત બંધાઈ ગયા, શરીર ટાઢું થઈ ગયું. કાકીએ સૂંઠ ઘસી. નાની બહેને છૂંદીને કાંદો સુંઘાડયો કેટલીવારે કળ વળી, દાંત બંધાયેલા હતા તે છૂટા થતા જ બા બેભાન અવસ્થામાં જ રડી; મૂર્છા વળી ત્યારે, 'હાય' એમ નિસાસો નાંખતી બેઠી! હું તો સૂતો હતો. બાએ બહેનને પૂછયુ: 'ભીખુએ ખાધું?' કાકીએ પંપાળીને ઉઠાડયો, રસોડામાં લઇ જઇને દૂધ રોટલો ખવડાવ્યાં ને પછી સૂઇ ગયો જાણે કશું જ બન્યું ન હોય તેમ! **कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति**! સવારે ઊઠ્યો ત્યારે બા મને પંપાળતી હતી!



## જગન્માતા

'મા' શબ્દ બોલતાં જ હૃદયનો કેટલો ભાર હળવો થઈ જાય છે! એ શબ્દમાં કેટલું સામર્થ્ય ભર્યું છે! સ્ત્રી કોઈ પણ સ્વરૂપે ઉત્તમ છે પણ માતૃરૂપે તો એ એક મહાન શક્તિ છે, ઈશ્વરના પ્રેમ-સ્વરૂપનું દર્શન મામાં જ જોવાનું મળે. મા એટલે કલ્યાણમયી મંગળમૂર્તિ. એનાં ઉપકારોની યાદી ન થાય, તેનું ઋણ સાત જન્મે ન ફીટે. એને તો માત્ર નમસ્કાર જ ઘટે, **માતૃ દેવો ભવ**। મારી માને યાદ કરતાં હૃદયમાં અનેક સ્પંદનો જાગે છે. એને શી શી રીતે યાદ કરું? સૌભાગ્યમાં પિતાની સહધર્મચારિણી, વૈધવ્યમાં જીવન સંગ્રામમાં ઝઝૂમતી; વૃદ્ધાવસ્થામાં પુત્રપૌત્રના પરિવારમાં વીંટળાયેલી ભજનો ગાતી ને માળા ફેરવતી?

ત્યારે એમના પહેલા પત્ની બે દીકરાઓ મૂકીને મરણ પામ્યા હતા એકની ઉમર ચાર વર્ષની, બીજાની દોઢ, એટલે બા અગીઆર ઘરમા આવી ત્યારથી કુટુબની જવાબદારી આવી પડી છોકરાને ઉછેરવાના, ઘર, ખેતર અને ઢોરના વેતરા કરવાના, એ આ નાની બાળકી માટે ગજા ઉપરાતનુ કામ ગણાય છતા એક બે વર્ષમા તો એને સર્વ કામની ચટોપ આવી ગઈ!

નાનપણમા જ આવડી મોટી જવાબદારી બાને માથે આવી પડી તે એને માટે એક તપશ્ચર્યા જ હતી, પાર્વતી નામ પણ એ રીતે સાર્થક હતુ બા ગૌરવર્ણી નીચા બાંધાની નાજુક અને નમ્ર હતી તો પિતાજી શભુ જેવા શ્યામ અને સ્વભાવે ક્રોધી, રીઝતા વાર નહિ અને ગુસ્સે થાય ત્યારે ત્રીજુ નેત્ર ખૂલે, એમના સ્વભાવને અનુકૂળ વર્તવામા જ બા જીવનનુ સાર્થક માનતી

બાના સૌભાગ્યસ્વરૂપનુ મારુ દર્શન ઘણુ ધૂધળુ છે, ચૌદ વર્ષનો થયો ત્યા તો બા વિધવા બની હતી અને પચાસની લગભગ પહોચી હતી, માથાના વાળ સફેદ થયેલા, સેથો દિવસે દિવસે વધારે પહોળો થતો હતો અને વાળ ઊતરી ઊતરીને અબોડી નાની બનતી જતી હતી કપાળ ઉપર અને ઉપર જતુ હતુ તેના ઉપર આરસીમા જોયા વિના કોરા કકુનો મોટો ચાદલો કરતી, બાનુ પ્રૌઢ સૌભાગ્ય સ્વરૂપ જ મે જોયુ છે સવારે પાચ વાગે ઊઠીને બાપુ સાથે બેસી દળતી, ક્યારેક ચોમાસાના વરસતા વરસાદમા ખેતરે ચાર કાપીને મોટો ભારો ઉપાડીને ભીંજાતી ભીંજાતી ઘેર આવતી, દૂધના હિસાબ માટે ઘરના બારણા ઉપર ચાક વડે જુદા જુદા લીટા કરતી, 'અડોશી પડોશીને છાશ વહેંચતી, સ્નાન કરીને દેવનો દીવો કરી પાલવ પાથરીને, નાકનીસગ્ગી કરી દેવની કૃપા ઇચ્છતી, રસોઇ કરી બાપુને જમાડતી, સાધુ સન્યાસીઓને જમાડતી, ભાગવતની સપ્તાહમા

## જગન્માતા

'મા' શબ્દ બોલતાં જ હૃદયનો કેટલો ભાર હળવો થઈ જાય છે! એ શબ્દમાં કેટલું સામર્થ્ય ભર્યું છે! સ્ત્રી કોઈ પણ સ્વરૂપે ઉત્તમ છે પણ માતૃરૂપે તો એ એક મહાન શક્તિ છે, ઈશ્વરના પ્રેમ-સ્વરૂપનું દર્શન મામાં જ જોવાનું મળે. મા એટલે કલ્યાણમયી મંગળમૂર્તિ. એનાં ઉપકારોની યાદી ન થાય, તેનું ઋણ સાત જન્મે ન ફીટે. એને તો માત્ર નમસ્કાર જ ઘટે, **માતૃ દેવો ભવ**। મારી માને યાદ કરતાં હૃદયમાં અનેક સ્પંદનો જાગે છે. એને શી શી રીતે યાદ કરું? સૌભાગ્યમાં પિતાની સહધર્મચારિણી, વૈધવ્યમાં જીવન સંગ્રામમાં ઝઝૂમતી; વૃદ્ધાવસ્થામાં પુત્રપૌત્રના પરિવારમાં વીંટળાયેલી ભજનો ગાતી ને માળા ફેરવતી?

મારી માતાનું નામ પાર્વતી, ઘણી વાર એ જિંદગીને વાગો-ળતાં વાગોળતાં અમને વાતો કરતી; ઉત્તર ગુજરાતના સાદરા તાલુ-કાના પેંડાપુરા ગામમાં એનો જન્મ થયેલો. પિતાની સ્થિતિ અત્યંત ગરીબ, મંદિરના પૂજારી એટલે બે ટંક ખાવાનું મળી રહેતું. નવ વર્ષની ઉંમરે તો એ પરણીને ધરમપુરમાં આવી હતી. નિશાળમાં કે ઘેર એને અક્ષરજ્ઞાન મળેલું નહિ, છતાં કુટુંબના સંસ્કારે એને વ્યા-વહારિક જ્ઞાન ઘણું, નવ વર્ષની બાળકી એને કાચું પાકું રાંધતાં આવડે થોડું ઘણું ઘરકામ આવડે. બાપુની ઉંમર વીસેક વર્ષની હશે

ત્યારે એમના પહેલાં પત્ની બે દીકરાઓ મૂકીને મરણ પામ્યાં હતાં. એકની ઉંમર ચાર વર્ષની, બીજાની દોઢ, એટલે બા અંગારા ઘરમાં આવી ત્યારથી કુટુંબની જવાબદારી આવી પડી. છોકરાંને ઉછેરવાનાં, ઘર, ખેતર અને ઢોરનાં વૈતરાં કરવાનાં, એ આ નાની બાળકી માટે ગજા ઉપરાંતનું કામ ગણાય છતાં એક બે વર્ષમાં તો એને સંપૂર્ણ ફોમની અરોપ આવી ગઈ!

નાનપણમાં જ આવડી મોટી જવાબદારી બાને માથે આવી પડી તે એને માટે એક સંપત્તિરૂપ જ હતી, પાર્વતી નામ પણ એ રીતે સાર્થક હતું. બા ગૌરવર્ણી નીચા બાંધાની નાજુક અંતે નમણી હતી. તો પિતાજી શંભુ જેવા શ્યામ અને સ્વભાવે ક્રોધી, રીઝતાં વાર નહિ અને ગુસ્સે થાય ત્યારે ત્રીજું નેત્ર ખૂલે, એમના સ્વભાવને અનુકૂળ વર્તવામાં જ બા જીવનનું સાર્થક માનતી.

બાનાં સૌભાગ્યસ્વરૂપનું મારું દર્શન ઘણું ધૂંધળું છે, ચૌદ વર્ષનો થયો ત્યાં તો બા વિધવા બની હતી અને પચાસની લગભગ પહોંચી હતી, માથાના વાળ સફેદ થયેલા, સેંથો દિવસે દિવસે વધારે મહોળો થતો હતો. અને વાળ ઊતરી ઊતરીને અંબોડી નાની બનતી જતી હતી. કપાળ ઉપર અને ઉપર જતું હતું તેના ઉપર આરસીમાં જોયા વિના કોરા કંકુનો મોટો ચાંદલો કરતી, બાનું પ્રૌઢ સૌભાગ્ય સ્વરૂપ જ મેં જોયું છે. સવારે પાંચ વાગે ઊઠીને બાપુ સાથે બેસી દહોતી, ક્યારેક ચોમાસાના વરસતા વરસાદમાં ખેતરે ચાર કામીને મોટો ભારો ઉપાડીને ભીંજાતી ભીંજાતી ઘેર આવતી, દૂધના હિસાબ માટે ઘરના બારણા ઉપર ચાક વડે જુદા જુદા લીટા કરતી, અડોશી પડોશીને છાશ વહેંચતી, સ્નાન કરીને દેવનો દીવો કરી પાલવ પાથરીને, નાકનીસરણી કરી દેવની કૃપા ઇચ્છતી, રસોઇ કરી બાપુને જમાડતી, સાધુ સંન્યાસીઓને જમાડતી, ભાગવતની સપ્તાહમાં

ખોળામાં કેરી, શીંગ કે મોપારી લઈને પોથીની પ્રદક્ષિણા કરતી, બાની સ્મૃતિ આજે પણ નજરસમક્ષ ખડી થાય છે.

પરંતુ માતૃત્વના પૂર્ણ સ્વરૂપનો સાચો પરિચય તો મને બાના વૈધવ્યમાં જ થયો. એનું સમગ્ર અસ્તિત્વ હવે એનાં બાળકો જ હતાં, વૈધવ્યે રહ્યા સહ્યા વાળ પણ છીનવી લીધા હતા મૂંડન કરાવેલાં માથે, કાળો સાડલો કપાળ ઢંકાય એ રીતે ઓઢીને ફરતી બાનો ચહેરો કાળાંવાદળમાં ઘેરાયેલા ચંદ્રની જેમ ઝાંખો ઝાંખો, વિષાદમિશ્ર હાસ્ય કરતો; માત્ર સંતાનોને કારણે જિંદગીને ઘસડતો અનેક પ્રવૃત્તિમાં અનેક સ્વરૂપે મેં નિહાળ્યો છે. છતાં પ્રત્યેક ક્ષણે માતૃત્વથી ભર્યો ભર્યો !

બાપુના અવસાન પછી ત્રણ નાનાં સંતાનોની જવાબદારી, ઉપરાંત ઢોર અને ખેતીવાડીની સંભાળ રાખવાની, ત્રણ બહેનો પરણેલી તેમનાં પ્રસંગો સાચાવવાનાં, સમાજના વટવ્યવહારમાં રહેવાનું; એ બધું રોકડ મૂડી વિના બા માટે એ કોયડારૂપ જ હતું. છતાં એકલે હાથે એ બધા મોરચે ઝઝૂમતી, માત્ર એક જ આશાએ, કાલ ઊઠીને દીકરાઓ મોટા થશે ને જિંદગીમાં નિરાંતના દિવસો આવશે !

ગમે તે ઋતુ હોય, બા પાંચ વાગતાં તો ઊઠી જતી, પહેલાં કોઢમાં જઈને ઢોરની ખબર કાઢી આવે, તેમને ઘાસ નાંખે, પાણી પાય. પછી દાતણ કરી ગાય-ભેંસ દોહતી, કયારેક વહેલી ઊઠીને પાંચશેર દળણું દળી કાઢતી, મોટા સારવણો લઈ વાસીદું કરતી કોઢમાંથી છાણાનાં તગારાં ભરી ભરીને વાડાની ખુલ્લી જગ્યામાં છાણાં થાપતી, લાયણીવાળાને દૂધ ભરી આપતી, છાશ કર્યા પછી માખણના પિંડને ગોળીમાંથી સફાઈપૂર્વક ઉતારતી, ઘી ની તાવણી કરતી કર્મનિષ્ઠ બા, તો નાહીને દેવની પૂજા કરતી, માળા ફેરવતી,

ભજનો ગાતી, અને મઝધારે ડોલતી સંસારનૈયાને હેમખેમ પાર ઉતારવા ભગવાનની ભક્તિ કરતી બાનું ભક્તિનિષ્ઠ સ્વરૂપ પણ મેં જોયું છે. છાણમાટીના ગારાને પાણી નાંખી નાંખીને પગે ખૂંદતી, સરસ મજાની બીજચંદ્ર જેવી ઓકરીઓ પાડી ઘરમાં લીંપતી, કદીક અનાજ છડતી, કદીક તુવર-ચણાને ઘંટીમાં ભરડીને દાળ પાડતી, કદીક લાકડાં, છાણાં અને ઘાસને માળિયામાં સીંચતી, ચોમાસા પછી ઘરના તૂટેલા ઓટલાને ફરી બનાવતી, કામડાંની ભીંતોને લીંપતી, વાડાની તૂટેલી વાડને ઝાંખરા-કાંટા ઉંચકી લાવીને સુધારતી, ચોમાસામાં ભીંજાતી ઘરમાં ચૂતા નળિયાને છાપરે ચઢી સમારતી, કૂવેથી પાણીનું ચકચકતું બેડું માથે અદ્ધર મૂકી, બીજું કૂખે મૂકીને ઝડપથી આવતી, કપડાં ધોતી, ગાય, ભેંસ, વાછરડાંને નવડાવતી, માંદા પડે તેની માવજત કરતી, નગરશેઠને ત્યાંથી પાલવમાં ઢાંકીને સીધાની થાળી લાવતી, રસોઈ બનાવી અમને ત્રણ ભાઈ-બહેનને જમાડી શાળામાં મોકલતી, ગાય કૂતરાંને ગૌગ્રાસ નાંખતી, મંદિરના બાગમાંથી દેવપૂજા માટે ટગર, ગુલાબ, કરેણ અને પારિજાતકનાં ફૂલોને ખોળામાં લઈને આવતી, મોટી બહેનનાં નાના બચૂડાને મીઠા સ્વરે હાલરડાં ગાઈને હીંચોળતી, કછોટો વાળીને બે પાટલે બેસી, પગ લાંબા કરી, તે વચ્ચે બચૂડાને સૂવાડી, તેલ ચોળીને, ગંગે હર, નર્મદે હર, કહેતી હોંશે હોંશે લોટાઓ ભરી ભરી નવડાવતી, ચોમાસાની મેઘલી રાતે નાનાભાઈને સોડમાં થાબડી થાબડીને સુવાડતાં ભજનો ગાતી, બાને આજે પણ હું ભૂલ્યો નથી.

ચાતુર્માસમાં એક ટાણું કરતી, વ્રતો અને ઉપવાસો કરતી ભાગવદ્ સપ્તાહમાં બેસતી, જુદા જુદા તહેવારો ઊજવતી, નાની બહેન અને ફળિયાની કુંવારકાઓને સોળ સોમવારની વાતો, પોતાની આગવી શૈલીમાં કહેતી, રાતે ફળિયું ભેગું કરીને રામાયણ-મહાભારતની, સાધુસંતોની અનેક વાતો કરતી, અને સવારે વહેલી ઊઠી નરસિંહના પ્રભાતિયાં ગાતી બા પણ હું ભૂલ્યો નથી.

કયારેક લીલાં લાકડા સળગે નહિ ત્યારે ફૂંકણી વડે ચૂલો ફૂંકતી, ધૂમાડાથી રાતી આંખો અને રાખથી છવાયેલા મોં વાળી કંટાળેલી, ભેંસ દોહવા ન દે–પાનો ન મૂકે, બાનણીવાળાઓ ઉંબરા ટોચના ઊભા રહ્યા હોય ત્યારે ઘરમાંથી કેડમાં, અને કોઢમાથી ઘરમાં કૂદાંની જેમ રઘવાઈ બની ફરતી, કંટાળીને આંસુ સારતી, સંધ્યા- ટાણે તુલસી કયારે ઘીનો દીવો પગટાવતી, ફાનસના ગોળાને રાખ વડે જાળવીને સાફ કરી, ફાનસમાં ધાસતેલ પૂરી અંધારા ઘરમાં 'ફ્પ્રકાશ પાથરતી, ઝાંખા ફાનસ કે કોડિયાના પ્રકાશમાં લોટનો મોટો પિંડો લઈ હાથ વડે ગોળ મજાનો રોટલો ઘડી તાવડીમાં નાંખતીઃ

**દીકરીને લઈ ગયા રે જમાઈ દીકરા ગયા રે પરદેશ**

**બળી બળી રે ઘડપણની દેવ, ઘડપણ કોણે મોકલ્યું.**

એમ ગાતી, નિરાધાર સ્થિતિને રડતી, કરુણ સ્વરે સ્પષ્ટ કરતી બા, તો કદી જીવનથી હારીને ઘરનાં એકાંત ખૂણામાં પાલવ વડે આંસુ લૂછતી બાને મેં છૂપી છૂપી રીતે નિહાળીને દુઃખ અનુભવ્યું છે. ફળિ- યામાં કોઈ બીમાર પડયું, કોઈકની સુવાવડ આવી કે મધરાતે કોઈને કશી મદદની જરૂર પડી તો ઊઠીને ઝટ દોડી જતી પાર્વતીબાને પણ મેં જોઈ છે, અને આ બધાં દુઃખોને જીવનના બળ બળતા બપોરે, ધીકતા રણપ્રદેશમાં કશા પણ સહારા વિના, કદીક પૈસા વિના કદીક અનાજ વિના, કપરા દિવસો સામે એકલે હાથે શી રીતે ઝઝૂમી, શી શી વિપતો વેઠી, પેટેપાટા બાંધી 'ભીખુ' દીકરાને શી રીતે ઉછેર્યો, શી શી બાધાઓ રાખી, 'પગલીનો પાડનાર' માંગ્યો, તેની વાતો આજે મારી બા, એનાં પૌત્રપૌત્રીઓનાં વિશાળ સમુદાય આગળ–ભૂતકાળનાં ખટમીઠાં પ્રસંગોને વાગોળતી બેઠી હોય ત્યારે આંસુ ટપકી પડે છે, અને એ રીતે મારી બામાં જગન્માતા । વત્સલરમનું હું દર્શન કરું છું.

## [ ૫.] દેવનો દીધેલ

ઈ. સ. ૧૯૨૦ને ૩૧મી ઑગસ્ટ–શ્રાવણવદ બીજને દિવસે મારો જન્મ ધરમપુરમાં થયો હતો. બા, બાપુજીનાં બીજીવારનાં પત્ની હતાં. આગલાં પત્નીનાં બે દીકરાઓ જુવાનીમાં મરી ગયા હતા. એક ભાઈ પંદર વર્ષનો પ્લેગમાં મરી ગયો હતો. બીજો ભાઈ નવી ભેંસને સવારના પાણી પાવા માટે ગામ હવાડે દોરી જતો હતો. ભેંસના ગળે બાંધેલા દોરડાનો એક છેડો પોતાના હાથે વીંટાળ્યો હતો. હવાડેથી પાણી પાઈને એ ભેંસ ઘર તરફ લાવતો હશે ત્યાં દોઢંકની મોટર ત્યાંથી અવાજ સાથે પસાર થતી હતી. ગામડાંની ભેંસ મોટર જોઈને એકાએક ભડકીને નાઠી. ભાઈ એની પાછળ ઘસડાયો. હાથનું દોરડું ગળામાં ભરાયું હતું ને ભેંસ પાછળ ભાઈ ઢીસલાની જેમ ઘસડાતો લોહીલુહાણ થયો હતો. ભેંસ વધુ ને વધુ જોરથી દોડતી હતી. કશોક અવાજ થતાં બા બાપુજી એની પાછળ દોડયાં. સામેથી આવતા બેત્રણ માણસે ભેંસને ઘેરી. બાપુ આવ્યા ને જોયું તો ભાઈનું મડદું !

જિંદગીમાં બાપુજીને આ બીજો અસહ્ય ઘા લાગ્યો. એમણે ચા પીવાનો ભારે શોખ પણ તે દિવસથી ચા છોડી. બાએ દીકરાને પેટના છોકર થીય અધિક ઉછેર્યા હતા. તેનાં દુઃખનો પાર નહોતો. એણે ગળપણ, ઘી–દૂધ છોડયાં, વર્ષો સુધી અમારા કુટુંબમાંથી આનંદ ચાલ્યો ગયો. બાને પેટે પાંચ દીકરીઓ જ હતી. બાપુજીનો

બોજો વધ્યો હતો બે પાંચ વર્ષમાં દીકરા મદદરૂપ થશે એ રહીસહી આશા પણ નષ્ટ થઈ! બાપુ ભાગી પડયા

દીકરો જન્મે એ આશાએ બાએ કંઈક બંધાઓ રાખી, અનેક જપ કરાવ્યા. સાધુ સંન્યાસીને જમાડયા વ્રતો રાખ્યા ને ૭ બહેનો પછી મારો જન્મ થયો. ઘરમાં પહેલ-વહેલી ખુશાલી આવી. બાપુજીએ ગામમાં સાકર વહેંચી મંદિરમાં ભેટ ધરી. બ્રાહ્મણો જમાડયા. બાએ ભગવાનની ભીખ માંગીને છોકરો માગ્યો હતો. જન્મ થતાં રાખ મહેલી રાપલીમા મને મૂકવામાં આવ્યો સવારૂપિયો આપી બાએ દાયણ પાસે મને ભીખ માગીને લીધો. એટલે 'ભીખુ' નામ પાડ્યું. પાંચ વર્ષ સુધી ભીખના કપડા પહેરાવી મને ઉછેર્યો! 'આવ્યાં છો તો અમર થઈને રહો' એવા બાએ હાલરડાં ગાયાં.

ત્રણેક વર્ષનો હોઈશ ત્યારે મોટી બહેનના લગ્ન લેવાયાં. લગ્ન માટે અમારું કુટુંબ અમારા મૂળ વતન, ખેડા જિલ્લાના ધોડાસર ગામે ગયું. ઘરમા અને બાપુજીના જીવનમાં પહેલવહેલો જ આનંદ પ્રસંગ હતો. ત્યારે તો બાપુજીની સ્થિતિ ઘણી સારી. જ્ઞાતિમાં પણ સારી પ્રતિષ્ઠા. બાપુજીએ સારો ખર્ચ કરી ધામધૂમથી લગ્ન કર્યાં. મોટો વરો કર્યો અને જ્ઞાતિમાં વાહ વાહ બોલાવી! મારા મોટા કાકા ધોડાસરમાં જ રહી યજમાનવૃત્તિ કરતાં. તેમણે જ લગનની બધી જવાબદારી ઉપાડી હતી. બાપુજી માત્ર પૈસા ખર્ચે. સારાનરસા પ્રસંગે સગેવહાલે જવું, કર વહેવાર, બધુ એ જ સાચવતા. બાપુજી તો જ્ઞાતિથી ઘણે દૂર. એટલે બહેન માટે મુરતિયો પણ મોટાકાકા એ જ શોધેલો બાપુને એમના ઉપર પૂર્ણવિશ્વાસ. મોટાકાકાને પણ બાપુ પ્રત્યે અપાર પ્રેમ. બાપુ સ્વભાવે ભોળા અને વધુ પડતા ઉદાર, પ્રતિષ્ઠાનો વધુ પડતો મોહ પણ સગાસંબંધીઓ પ્રેમથી લગનમા આવ્યા હતાં. સૌને અમારે ત્યા લગન માણવાનો આનંદ. ઓડ ગામથી ગાડામા જાન આવી. બાપુએ જાનને ચાર દિવસ

રાખીને ને ચાર દિવસ ચોર્યાસી કરી, સૌની સારી રીતે સરભરા કરી જમાડયા. સુરત જિલ્લામાં રહેલા એટલે જ્ઞાતિના જમણવારમાં પણ બાપુએ જુદી જુદી વાનગી, ને ફરસાણ બનાવી જ્ઞાતિમાં 'વાહ વાહ બોલાવી.' ગામમાં જાણે ઉત્સવનું વાતાવરણ જામ્યું હતું. મોઢ-બંધા જનૈયા અને જ્ઞાતિજનો એક બીજાને મોઢે બાપુજીના વખાણ કરતા હતાઃ 'ન્યાતમાં આવું તો કોઇએ કર્યું નથી, જેઠા-ભાઇએ તો કમાલ કરી' બાપુ, બા, સૌના આનંદનો પાર નહોતો, ચોથે દિવસે જાન વદા થઈ!

ત્યાં હું શીતળામાં સપડાયો! ભર ઉનાળો હતો. આખા ગામમાં અને આસપાસ શીતળાનો વાવર ચાલતો હતો. મને મોટા બાપજી નીકળ્યા હતા. આખા શરીરે મોટા મોટા ફોલ્લા ઊઠયા હતા. એમાં ડૉકટર વૈદ્યની દવા ન કરાય. બાધા આખડી ચાલે. ઘરમાં લીમડાનો ધૂમાડો થાય, લીમડાનાં તોરણો બંધાય, લીમડાની ડાળનો પંખો નંખાય અડાયાની રાખ શરીરે ચોપડાય. ત્રીજે દિવસે તો હું બેભાન બન્યો શરીર તાવથી તપતું હતું. આંખે, મોઢે અને આખા શરીરે બધે જ ફોલ્લા ઊઠયા હતા. મોઢું કે આંખ ઉઘાડવાં મુશ્કેલ હતાં. પથારીમાં હું આમથી તેમ તરફડતો હતો. બા, 'ખમ્મા બાપજી, ખમ્મા બાપજી' કરતી ખોળા પાથરી નાક લીસોટા કરી બળિયાદેવને કાકલૂદીથી-આર્જવપૂર્વક આજીજી કરતી હતી. ઘરમાં સૌના હોશકોશ ઊડી ગયા હતા. આનંદ શોકમાં પલટાઈ ગયો! જાન વદા કરી પણ ઘરમાં કોઈએ અન્નનો કોળિયો મોઢે અડાડયો નહોતો. બચવાની આશા કોઇને જણાતી નહોતી, અને કદાચ બચ્યું તો કોઇને કોઈ ખોડ અંગે રહી જાય. બાપુજી ખૂણામાં ઉદાસ બેઠા હતા. ભરદરિયે વહાણ ડૂબે એવી એમની સ્થિતિ હતી. મોટા કાકા, 'દીકરા ભીખુ, બેટા શું થાય છે?' એમ લળી લળીને પૂછતા હતા, 'બાપજી સારું કરી દેશે હો.' એમ કરી લીમડાનો પંખો નાંખતા હતા. મોટા કાકા

અંબામાતાના પરમભક્ત હતા એમણે બાધા લીધી. 'મારી માવડી, લાજ રાખજે મારી મા. તેં આપ્યો છે તો તું જ બચાવજે મારી અંબાભવાની, તારો હવન કરીશ, જીવીશ ત્યાં સુધી નવરાતમાં તારો ગરબો માંડીશ, તારે ખોળે એની બાબરી ઉતરાવીશ, પછી જ માથે પાઘડી મૂકીશ ને ખાંડ–ઘીને અડીશ, અને પછી તો કાકા મૃત્યુંજયનો જપ કરવા બેસી ગયા. હું પથારીમાં ચીમળાયેલાં ફૂલની જેમ પડ્યો હતો, ને આમથી તેમ તરફડિયાં મારતો હતો, મેંએ ફીણ આવતાં હતાં! રાત્રે બે વાગ્યા સુધી આખું ફળિયું જાગતું બેઠું હતું. સવાર ભાગ્યે જ જોઈશ સૌએ આશા ગુમાવી દીધી હતી. ઘડી–બેઘડીનો સવાલ હતો.'

સવારે ચારેક વાગ્યા હશે ને હું બોલ્યો : 'પા...ણી.' ને મોટા કાકા જપમાંથી ઊઠ્યા. 'મારો ભીખનો બોલ્યો! મારી માવડી. મારી મા, તેં મારી લાજ રાખી.' બાએ ઘીનો દીવો કર્યો, નાક લીસોટી તાણી આંસુભરી આંખે ઈશ્વરનો આભાર માન્યો. અઠવાડિયામાં બાપજી શમી ગયા. હું સાજો થયો. બા મોઢામાં જૂનું ખાસડું મૂકી, માથે બળતી સગડી લઈ, બાધા ઉતારવા ગામ ભાગોળે આવેલા બળિયાદેવને મંદિરે ગઈ. ત્યાં કોપરું ને ધાણીચણા વહેંચ્યાં. એનો વાંઝિયાબાનો દીકરો જીવી ગયો હતો!



પાંચેક વર્ષનો થયો ત્યાં સુધી અનેક માંદગીના હુમલા મારા ઉપર થયેલા. પાંચ બહેનો વચ્ચે એકનો એક ભાઈ એટલે બહુ લાડકો. મારી બધી જ હઠો પૂરી થતી. ગળપણ ઉપર મને બહુ પ્રીતિ એટલે બા દરરોજ સવારે શીરો કરી આપે. બાપુ ખેતરેથી આવે પછી બા કે બહેન મને તૈયાર કરી આપે એટલે ભગવાનજી મિઠાઈવાળાની દુકાને બાપુ મને ઊંચકીને લઈ જાય. અને એક પેંડો ને ગાંઠિયાનું પડીકું અપાવે. સવાર સાંજ દૂધના કટોરા મળે. માખણ ઘી પણ સારા પ્રમાણમાં મળે. પણ બાળકોને દૂધ-ઘી વધારે ખવડાવવાથી હષ્ટપુષ્ટ બને છે એ વાત ખોટી. મારું શરીર એકવડું બાંધો તદ્દન નબળો એટલે જે કોઈ આવતું તે બાને પૂછતું: 'છોકરાને ખવડાવતી નથી કે શું?' અને ભોળી, દીકરાઘેલી બા, જેમ જેમ લાડપાનથી વધારે ખવડાવે તેમ તેમ હું વધારે નબળો પડતો જાઉં. અતિશય દૂધ-ઘીનાં પ્રમાણને કારણે મને પચતું નહિ. દિવસમાં ત્રણચાર વાર ઝાડા થાય. બા કહેતી, 'ખાય છે એટલું બહાર કાઢી નાંખે છે, પછી શરીર શેનું લે!' મારા કરતાં અમારા ખેતરનાં હાળીનાં છોકરાં લૂખ્ખો નાગલીનો રોટલો ખાય છતાં હષ્ટપુષ્ટ હતાં!

રોજ સવારે બા મને તેલ ચોળીને નવડાવે પછી દૂધ આપે. દૂધનો મને અભાવો બેસી ગયેલો તે પીવાની ના પાડું એટલે બા દૂધમાં થોડી ચા રેડી આપે. દૂધનો રંગ જરા રતાશ પડતો થાય પછી જ હું પીઉં. એ અરસામાં ધરમપુર ગામમા એક બહુ જ વિદ્વાન સાધુ આવેલા. એમનું નામ વિનાયક મહારાજ. અમારા ઘર પાસે આવેલા રાધાકૃષ્ણ મંદિરના ચોગાનમાં રોજ રાત્રે કથા કરે. બા-બાપુજી બધાં કથા સાંભળવા જાય. વિનાયક બુવા લોકોને સદાચાર ધર્મ શીખવે. વ્યસન ન રાખવા, ચા પીવી બહુ ખરાબ છે; શરીરને નુકસાન કરે નાના છોકરાંએ તો કદી ચાને અડવુ ન જોઇએ. આંતરડા નબળા પડે મોટપણમાં મૂત્રાશય ખરાબ બને. દાંત વહેલા પડી જાય, એ તો પૈસા ખચી ને ઝેર પીવા જેવી મૂર્ખાઈ કહેવાય. એ ઉપદેશ એમણે એટલી સરસ શૈલીમાં અને દષ્ટાંતો આપી કહેલો કે મારા ઉપર એની ખૂબ અસર પડી. મારા જેવા અને મારાં કરતાં મોટાઓ ઉપર પણ એની ખૂબ અસર થયેલી.

ઘણાંએ એમની પાસે ચા ન પીવાની પ્રતિજ્ઞાનો સંકલ્પ કર્યો ને મેં પણ ચા ન પીવાની પ્રતિજ્ઞા લીધી એનું સારું પરિણામ એ આવ્યું કે જ્યારે હુ કોલેજમાં ભણવા માટે વડોદરા ગયો ત્યારે મારા જેવા યુવાન મિત્રો હોટેલમાં અવારનવાર ચા પીવા જતા. હોટેલમા જવું ખરાબ કહેવાય, અસંસ્કારી લોકો જ હોટલમાં જાય એવો મારો ખ્યાલ. એટલે બીજા છોકરાઓને હંમેશા પૈસાની તંગી પડતી, મા-બાપ પાસે વધારે પૈસા મંગાવે, કોઈ પાસે ઉછીના લે, જ્યારે હુ એ કુટેવમાંથી બચ્યો. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન જ્યારે ખાંડનું રેશન આવ્યુ ત્યારે એ ટેવને કારણે અમારે કદી કાળાંબજારની ખાંડ લાવવાનો વારો ન આવ્યો એથી ઊલટું કોઈને તંગીહોય તો અમે અમારી ખાંડ તેમને આપી દેતા.

વિનાયક બુવાની કથા સાંભળ્યા પછી મને સાધુસંતોનો રંગ લાગ્યો હતો. ગામમાં કોઈ સાધુસંન્યાસી આવે કે હુ તેમની પાસે

દોડી જતો, ધર્મની ને પ્રદેશ પ્રદેશની વાતો સાંભળવાની મને મળતી, કબીર તુલસીદાસનાં ભજનો સાંભળવા મળતાં. હું તેમની સેવા કરતો. ઘેરથી તેમને માટે લોટો ભરીને દૂધ લઇ જતો. બાપુ પણ ઘણીવાર સાધુસંન્યાસીને ઘેર જમવા બોલાવતા, ત્યારે તેઓ બાપુ આગળ મારા વખાણ કરતા : 'लड़का बड़ा संस्कारी है!' શ્રાવણ માસમાં મંદિરમાં ભાગવત સપ્તાહ બેસતી ત્યાં હું રોજ જતો. ભાગવત પોથીની-બધાંની જેમ-એકસો આઠ વાર પ્રદક્ષિણા કરતો.

સાધુસંન્યાસીના સમાગમથી મને ઘણા લાભો થયા છે. જીવનનું અમૂલ્ય ભાથું તેમની પાસે જ મેળવ્યું છે. હિંદુધર્મ વિશેનું, આપણાં શાસ્ત્રો વિશેનું મારું જે કંઇ ધૂંધળું જ્ઞાન છે તે એ બધાની સંગતિનું જ પરિણામ. એમની પાસેથી જ મને ગાવાનો અને સંગીતનો શોખ જાગ્યો. મોટેરાંઓની ભજનમંડળી બેસતી ત્યાં મને પણ એકાદ ભજન ગાવાનું મળતું. હું હોંશે હોંશે, સુંદર અવાજે ગાતો. કોઇ વડીલ મારો બરડો થાબડીને કહેતા, 'સરસ કંઠ છે' હું મનમાં ને મનમાં ખુશ થતો. અનેક ભજનો નાનપણમાં જ મને કંઠસ્થ હતાં. તે ગાતો ત્યારે બા-બાપુજી બહુ રાજી થતાં

સાધુસંન્યાસીના સંગથી મને બીજો પણ ફાયદો થયો. સ્વચ્છતા, આરોગ્ય, વ્યાયામ વગેરેનું મહત્ત્વ એમની પાસે જ શીખ્યો. એક સાધુએ જ મને સૂર્યનમસ્કાર અને યોગનાં કેટલાંક હળવા આસનો શીખવેલાં, સાત વર્ષની ઉંમરથી તો હું રોજ સૂર્યનમસ્કાર અને શીર્ષાસન કરતો જે હજી પણ ચાલુ છે. એના અનેક ફાયદા આજે પણ હું અનુભવું છું. શરીર સુદઢ અને નીરોગી રહ્યું છે. મનોબળ પણ મજબૂત બન્યું છે. બા ઘરમાં નાહ્યા પછી પૂજા કરવા બેસતી તેની સાથે હું પણ પૂજા કરવા બેસતો. શનિવારે બાપુજી સાથે હનુમાનજીએ તેલ ચઢાવવા જતો. સોમવારે શંકરને

અભિષેક કરવા જતો જનોઈ દીધા પછી મંદિરના પૂજારીએ મને ત્રિકાળ સંધ્યા શીખવી હતી તે નિયમિત કરતો. ગાયત્રીના જપ કરતો, પ્રાણયામ કરતો, કપાળે, શરીરે ભસ્મ લગાવી, જાણે ધ્યાનસ્થ શાંભવી મુદ્રામા આસન જમાવતોઃ

**शतं जीवेम शरदः शतम् ।**

**शृणुयाम शरदः शतम् ॥** નો વેદમંત્ર ખુલ્લા કંઠે લલકારતો.

અમારા ફળિયામાં સુરજકાકી નામે એક ઘરડાં અને વિધવા માજી રહેતાં, તેમને રામાયણ–મહાભારત આખાં મોઢે. રાત્રે મંદિરના ઓટલે જમી પરવારીને ફળિયાનું સ્ત્રી વૃંદ એકઠું થાય એટલે સુરજ-કાકીનો વાણીપ્રવાહ વહે. રામાયણ મહાભારતની કથા કરવાની એમની શૈલી એટલી સુંદર કે બે ત્રણ કલાક સુધી એ કથા પ્રવા-હમાં સૌને જકડી રાખતાં. હું પણ બા સાથે દરરોજ મંદિરને ઓટલે જતો ને ધ્યાનથી રસપૂર્વક બધી વાતો સાંભળતો. રામયણ મહા-ભારત મેં સુરજકાકી પાસે જ સાંભળેલા. એ વિષેનું જ્ઞાન પણ સુરજકાકી પાસે સાંભળેલું એટલું જ મર્યાદિત. છતાં આજે ચાલીસ વર્ષ ઉપર કહેલી વાત અને વર્ણવેલા પ્રસંગો, મને આજે પણ બરોબર યાદ છે.



## [૭] विद्यारंभे गुरुः श्रेष्ठः

છઠ્ઠું વર્ષ પૂરું થયું. સાતમું બેઠું એટલે સારું મુહૂર્ત જોઈ ગુરુવારે મને નિશાળમાં મૂકવામાં આવ્યો. તે દિવસે મને નવાં કપડાં પહેરાવવામાં આવ્યાં. બહેને કપાળમાં કંકુનો ચાંલ્લો કર્યો. બા-બાપુજીને પગે લાગ્યો. મંદિરમાં જઈ ભગવાનને પગે લાગ્યો. મંદિરના પૂજારી માગ પ્રથમ ગુરુ હતા. એમણે મને બારખડી અને કક્કો શિખવાડ્યો હતો. તેમને પગે લાગ્યો, ને સૌના આશીર્વાદ લઈ શાળામાં બાળપોથીના વર્ગમાં નામ દાખલ કરવામાં આવ્યું. એ વર્ગના છોકરાઓને બાપુજીએ સાકર વહેંચી નારિયેળ અને રૂપિયો વર્ગ શિક્ષકને આપ્યો

શરૂઆતનાં ચાર વર્ષ હું ભણવામાં ઘણો હોશિયાર. હંમેશ પહેલો બીજો નંબર રાખતો. બા-બાપુજીને સંતોષ થતો. જોષીકાકાએ કુંડળી જોઈ કહ્યું, 'છોકરાનો ગુરુ બહુ બળવાન છે એટલે વિદ્યાસ્થાન ઘણું સારું ગણાય.' બહેન કહેતી, 'મારો ભાઈ મામલતદાર થશે, મોટો ગવર્નર થશે.'

બીજા ધોરણમાં હું પહેલે નંબરે પાસ થયો હતો. તે વર્ષે ધરમ-પુરમાં મુંબઈના ગવર્નર સર વિલ્સન આવ્યા. દરેક વર્ગમાં પ્રથમ આવનારને એમના હસ્તક ઈનામમાં પુસ્તકો વહેંચાયાં મને પણ

ર્નામ ગજયું તે જમાનામાં ભણવાનો બોજો આટલો બધો નહિ. ગણિત અને ભાષા સિવાય બીજા વિષયો નહિ. પલાખા મને મોઢે આવડતા એટલે મુખગણિતની પરીક્ષા લેવાની ત્યારે હું સડસડાટ જવાબ આપતો. સરસ રીતે પાઠનુ વાચન કરતો કંઠ સારો એટલે સુંદર હલકે લયબદ્ધ કવિતા ગાતો. અઢિયા સુધી આંક મોઢે હતા એટલે શિક્ષકના મારા ઉપર ચાર હાથ રહેતા.

શાળામાથી પાંચ વગે છૂટતો. જમ્યા પછી મંદિરમાં ગીતા પાઠશાળા ચાલતી એમાં જતો. દશેક વર્ષની ઉંમરે તો ગીતાના ૧૧, ૧૨, ૧૫ મા અધ્યાયો મને મોઢે આવડતા. ભર્તૃહરિ શતકના નીતિશતકનાં ઘણાં સુભાષિતો મને આવડતાં. બહેન બધાં આગળ ગર્વભેર કહેતી, 'મારા ભાઇને તો આખી ગીતા મોઢે છે!'

માગસર સુદ બીજ એ ધરમપુરમાં પર્વનો દિવસ. ધરપુરના મહારાજા વિજયદેવજીની સાલગીરી બહુ ધામધૂમથી ઊજવાય. વહેલી સવારથી દરબારમાં ચોઘડિયાં વાગે. મહારાજાને જેટલાં વર્ષ થયાં હોય તેટલી તોપો ફૂટે. આખા ગામમાં તોરણો અને ધજા બંધાય. રસ્તાઓ પાણીથી છંટાય. સવારે દરબાર ભરાય. મુબઇ સુરત, વલસાડથી, મહારાજાના મિત્રો, વ્યપારીઓ વગેરે અભિનંદન આપવા આવે. રાજપુરોહિતો આશીર્વચનો ગાય. બારોટો, સૂર્યવંશી ધર્મરક્ષક ગૌબ્રાહ્મણ પ્રતિપાલક મહારાજાની પ્રશસ્તિ ગાય. અમે ગીતાપાઠશાળાના ચૂટેલા પાંચ છોકરાઓ ગુરુએ શીખવેલા શ્લોકો

લલકારીએ. એકવાર ભર્તૃહરિ શતકનો શ્લોક મેં લલકાર્યો :

> दाक्षिण्यं स्वजने, दया परिजने, शाठ्यं सदा दुर्जने।
> प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम्
> शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारी जने धृष्टता।
> ये चैव पुरुषा कलासु कुशलाः तेष्वेव. लोके स्थितिः॥

મહારાજા અને સૌ ખુશ થયા. બાપુજીના ભાઈબંધો બાપુજી આગળ મારા વખાણ કરતા, 'છોકરાએ શું સુંદર શ્લોક ગાયો, મહારાજા સાહેબ ખુશખુશ થઈ ગયા!' બા-બાપુજીના આનંદનો પાર રહેતો નહિ. બા રાત્રે મીઠો હાથ ફેરવી ભજનો ગાતી :

"મારી હૂંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગિરધારી."



## [૮] સ્વાશ્રયની તાલીમ

સવારે પાંચ વાગતાં તો અમારા ઘરમાં સૌ ઊઠી જતાં. છ વાગે તે પહેલાં બાપુજી કે બા મને ઉઠાડતા. બા-બાપુજી ભેંસો દોહવા જતાં, મોટી બહેનો ઘર આગણુ વાળે, કૂવેથી પાણી ભરી લાવે, દળવાનું હોય તે દળે, પાણી ગરમ કરે ને સૂર્યોદય થતાં પહેલાં તો ઘરનું ઘણુ કામ પતી જતું. બા-બાપુજી છાશવલોણું કરે ત્યારે હું પણ ક્યારેક નેતરું ઝાલી રવૈયો ખેંચવા લાગું પણ, બા બાપુજી જેવું સરળતાથી ખેંચતાં ન આવડે, ક્યારેક રવૈયો વાંકો-ચૂકો થઈ જાય, તો ગોળીમા અથડાય. રવૈયો શી રીતે ખેંચવો ને સ્થિર રાખવો તે બા શીખવે. છાશ થઈ જાય એટલે બા સરળતાથી સરસ ગજતનું સફેદ માખણ ઉતારે. માખણનો ખાસ્સો મજાનો પિંડો બા મારા હાથમાં મૂકે ને હું ખુશ થતો ચાટું અથવા રોટલા ઉપર મૂકીને ખાઉં,

ખેતી અને ઢોર એટલે કામમાંથી કદી પરવાર જ ન મળે. સવારથી સાંજ સુધી અનેક પ્રવૃત્તિ સતત ચાલ્યા જ કરે. પણ ન કોઇને થાક કે ન કોઈને કંટાળો ચા પીને બાપુજી ખેતરે પહોંચે. બા પણ દળવું, ખાંડવું, ચાર કાપવી, છાણાં થાપવા, ઢોરની ચંદી તૈયાર કરવી, દૂધની લાયણીવાળાને દૂધ ભરી આપવું, છાશ આપવી, રસોઈ કરવી. એવાં અનંત કામોમાંથી કયારેય પરવારતી ન હોય. બહેનો એને મદદ કરે હું પણ ભેંસને ઘાસ નીરવું, ઢોર છોડી હવાડે પાણી પીવા લઈ જવાં, કોઇને ત્યાં દૂધ આપવા જવું, બહેનોને કૂવેથી પાણી ખેંચી આપવું, એવાં ઘણાં નાનાં નાનાં કામ હોંશે હોંશે કરતો. પાણી ભરવા જાઉં ત્યારે બહેન કૂવાના હંડા હૂંફાળાં પાણીના ઘડાઓ ભરી ભરીને મને નવડાવે.

બાપુજીએ મારા માટે એક નાનકડી દાતરડી કરાવી આપી હતી તે લઈ હું બા સાથે અમારા ખેતરે જતો. બા-બાપુજી સાથે બેસીને હુ પણ ઢોર સારૂં શેઢેનું ઘાસ કાપતો. દાતરડી કેમ પકડવી, ઘાસ કેમ કાપવું, પૂળાની કલ્લી કરવી બધું બાપુ શીખવતા. બા, મારી કાપેલી, ચારની નાનકડી ભારી બાંધી દેતી. એને માથે મૂકીને બા-બાપુજી સાથે હું ઘેર આવતો. એ કામમાં મને બહુ મઝા આવતી. લીલી-લીલી ચાર હું નાનાં વાછરડા કે ભેંસનાં નાનાં પાડિયાને નીરતો, કયારેક તો પાસે બેસીને ખવડાવતો ત્યારે પાડયું કે વાછરડું મારા હાથ પગ ચાટતું મારા પ્રત્યે વહાલ બતાવવા તેની નાનકડી શિંગડી વડે ચગ કરતું તે મને બહુ ગમતું.

ચોમાસામાં તો બા-બાપુજીને જરા ફુરસદ નહિ. ઉનાળા પહેલાં ખેતર આદર કરીને, ખાતર નાંખીને તૈયાર કરી મૂકયાં હોય. સવારે ઘર પાસેના ઉકરડામાંથી ખાતર ખોદીને ગાડામાં ભરી રાખ્યું હોય. બાપુ બળદ જોડી આપે એટલે હુ ગાડું હાંકીને ખેતરમા લઈ જતો, મજૂરો ખાતર ખાલવી આપે, બળદો છોડી આપે, તેને શેઢે ચરાવવ,

થઈ જાઉં. ક્યારેક હાથીની બનાવેલી કોથળી વડે બળદનો ખરેરો કરું. બળદ ઊંચી ડોક કરી મને ખરેરો કરવા દે. જાનવરને તમે પ્રેમ આપો તો એ કદી મારે નહિ. વરસાદ આવતાં વાવણી પછી રોપણી શરૂ થાય મજૂરો ઉપર દેખરેખ રાખવાની હોય એટલે બા-બાપુજી ખેતરમાં જ હોય. હું અને બહેન ખાવાનું લઈને બપોરે ખેતરે જઈએ. વરસતા વરસાદમાં ને કાદવના ક્યારામાં મજૂરો હારબંધ ધરું રોપે. વરસાદથી બચવા માટે ગૂંગણું (સૂપડા જેવા આકારનું વાંસનું બનાવેલું, માથે ઓઢવાનું સાધન) ઓઢે, ક્યારેક હુંય નાનું ગૂંગણું ઓઢી રોપવા મંડી જતો. વરસતા વરસાદમાં ઘૂંટણ સમાણા પગ ખૂંપે એવા કાદવમાં કામ કરવાની મને બહુ મજા આવતી મજૂરો મને કેમ રોપવું તે શીખવે. ખોટું કરું તો હસે, ક્યારેક કાપણીની ઋતુમાં ડાંગર પણ કાપવા જતો. એકવાર કાપણી કરતાં મારું આંગળું પણ કપાઈ ગયેલું. પુષ્કળ લોહી નીકળેલું. એક મજૂર ઘાબાજરિયું લાવ્યો ને લગાવ્યું. લોહી બંધ થયું. બાપુજીએ જાણ્યું ત્યારે ખીજવાયા, કાપણી કરતાં ડાફેરા મારીએ તો એવું જ થાય! મજૂરો અને બાપુ તો સડસડાટ કાપણી કરે, વાતો કરતા જાય ને કાપતા જાય મજૂરણો હોય તે તેમની રાનીપરજ કોમના ગીતો ગાતી કાપે. બધું જ કામ આનંદથી થાય, ન થાક લાગે ન કંટાળો આવે. કુદરતમાં ખુલ્લા આકાશ નીચે કામ કરવાની મઝા કોઈ ઓર હોય છે. આ યંત્રયુગમાં મશીનો સાથે કામ કરતાં મન અને શરીર બંને થાકી જાય છે ને જિંદગી ટૂંકી બની જાય છે. ખુલ્લાં ખેતરમાં કામ કરનારને કદી કશો રોગ થતો નથી. ખુલ્લી હવા કેફસામાં નર્યો પ્રાણવાયુ જ પૂરે છે ત્યારે નાનપણમાં એક કવિતા હું શીખેલો; વર્ષાનું વર્ણન કરતાં કવિ લખે છે :

'ખેડ લોકો શરીર ભાંજવી ખેતરે કામ કરતાં,
જેને થાયે શરદી-ગરમી થોડી રે અન્ય કરતાં.'

શરદઋતુમાં ખેતરો પાકથી હર્યાભર્યાં, મંદમંદ હવામા લહેરિયાં લેતાં; ખેડૂતોના શ્રમના પરિણામરૂપે રમ્ય અને મનોહર લાગતા. ડાંગરની ફસલ તૈયાર થાય એટલે કાપણી શરૂ થાય. સોનેરી રંગના ડાંગરના સોહામણા પૂળાઓ ખળામાં ઠલવાય. પૂળા લાકડાના માંચડા ઉપર ઝૂડીને, ડાંગર છૂટી પાડી, તેને સૂપડાથી એક માણસ ઊંપણે અને બીજા બે જણાઓ સાડલા કે જાડી ચાદરને પકડી રાખે તેને વચ્ચે પકડીને પવન નાંખતાં સૂપડાંમાંથી પડની ડાંગરમાં રહી ગયેલા કચરાને ઉડાડે. અને એ રીતે ડાંગરના મોટા મોટા ઢગલાઓ ખડકાય, છૂટી પાડેલી ડાંગરના પૂળાઓનાં ગોળ કુંડવા બનાવવામાં આવે.

ડાંગરના કામમાંથી પરવાર્યા પછી શેરડી પીલવા માટે કોલુની તૈયારીઓ શરૂ થાય. ગોળ બનવવા મોટી ચૂલ ખોદાય, મોટા કઢાઓ આવે. શેરડીઓ કપાય તેને સાફ કરી પીલવા યોગ્ય ટુકડા પડાય, ને કોલુના સ્થળ આગળ તેના ગંજો ખડકાય. બબ્બે બળદોની બે જોડ કોલે જોડી રેંટની જેમ ગોળ ગોળ ફરે એટલે કોલુ ચક્કી ચાલે, શેરડી પીલાય ને રસ કૂંડીમાં ભેગો થાય. કૂંડી ભરાય કે રસને ગાળીને કઢઇમાં નાંખી ઉકાળે, ગોળ પકવનાર અનુભવી જોઇએ. તાવણી કાચી ન રહે કે વધારે કડક ન થાય તેની બહુ કાળજી રાખવી પડે નહિ તો ગોળની ભઠ્ઠી બગડે, લાકડાનાં બે સપાટિયાં વડે ઉકળતા રસમાંથી છારી કાઢી નાંખવામાં આવે. ગોળ તૈયાર થાય પછી એને બીજા પેણામાં રેડી ઠંડો પાડી ગોળના માટલામાં રેડવામાં આવે. આ બધી ક્રિયાઓ જોવાની કોઈ ઓર જ મજા હોય છે. કોલુ ચાલે ત્યારે નિશાળ સિવાયના સમયમાં હું ખેતરે જ રહેતો. કયારેક કોલુના બળદો ચલાવવા, શેરડી લાવી કોલુમાં મૂકવી, છારી કાઢવી, એવાં પરચૂરણ કામો હોંશે હોંશે કરતો. બાપુજી એમના મિત્રો તથા સર-

બાપુના પરમમિત્ર રામુકાકા તો સવાર-સાંજ ખેતરે જ હોય. સુદૃઃ અલમસ્ત શરીર. રસના પંદર પ્યાલા તો એ રમતવાતમાં પી જાય. ખાવાના પણ જબરા શોખીન. એક વાર શરતમાં દશ શેર દૂધની તાંબડી એક શ્વાસે ગટગટાવી ગયેલા! બાપુને એમના વિના જરા ન ચાલે. દરરોજ સાથે જ ચા પીવાની. વાર તહેવારે સાથે જ જમવાનું, સાથે જ બહારગામ જવાનું. એમને પણ ખેતી હતી, તે મોટાભાઈ કરતા એટલે એમને ઝાઝી ચિંતા નહિ બાપુ અને રામુકાકાની મૈત્રી ધરમપુરમાં આદર્શ મૈત્રી ગણાય. બાપુના મૃત્યુ પછી, વર્ષ પછી એ જ તિથિએ રામુકાકાનું અવસાન થયું અને સ્મશાનમાં એ જ જગ્યાએ બાળવામાં આવ્યા એ પણ એક યોગાનુયોગ જ ને!

બા મને બહુ ગમતી. એનાં ખોળામાં સૂઈ જવું, એની પાસે બેસીને નવી નવી વાતો સાંભળવી. એના સાડલાના પાલવમાં લપાઈ જવું, એની સુંદર ગોરી ડોકમાં હાથ વીંટાળી વહાલ કરવું મને ગમતું. હું બાને ઘરકામમાં પણ ઘણી મદદ કરતો. એ અનાજ છડતી હોય કે પાપડ માટે પીઠું ખાંડે, ત્યારે ઊભો રહી સાંબેલું પકડી એને ખાંડવામાં મદદ કરતો, છાશ તાણવા લાગતો, પાણી ભરી આપતો, ક્યારેક છાણાં પણ થાપવા લાગતો તો ક્યારેક વાસીદું પણ વાળતો. મારા જેવડા ફળિયાનાં બીજા છોકરાંઓ મશ્કરીમાં, 'છોકરી છે,' એવું કહેતાં. મિત્રો બાયલો કહેતા. પણ મા-બાપનું કામ કરવામાં શરમ શેની? છોકરા ચીડવે તેની બાને રડતો રડતો ક્યારેક ફરિયાદ પણ કરતો, એટલે એ કહેતી, 'છોને કહેતાં, ઘરનાં કામમાં બાદશાહ ગુલામ.' ઢોર છોડી હવાડે પાણી પીવડાવવા લઈ જવાં, તેને ગોવાળે મૂકી આવવાં, સવાર-સાંજ ઘાસ નીરવું, વાછરડાં કે પાડિયાંને નવડાવવાં, વાડીમાંથી શાક આવે તે માથે ટોપલો મૂકી ગામમાં વેચવા જવું, સાંજે ઢોરોને બાંધવા, જોઈતી વસ્તુ બજારમાંથી લાવવી. આવાં અનેક કામ હું કરતો, એમાં ક્યાંયે જુલમ કે કંટાળો

નહિ ઊતરું એ કરવામાં મજા માણતો ઘરકામ માટે મજૂર રાખવાનો તે જમાનામાં રિવાજ નહિ શ્રીમંતો કે દિવાન સાહેબ ત્યાંને ત્યાં જ મજૂર હોય, બાપા આખું ગામ સ્વાશ્રયી

ચોમાસું આવે અને વાવણી કરવા, બી મૂકે તો બાપુ મને ગામડે કોઈ ખેડૂતને ત્યાં બી લાવવા મોકલે મણ ડાંગરનો કોથળો ખભાને ઓ ત્રણ માઈલ ઊંચકી જવો એ તો રમત વાત કયારેક ડોક દુખે પણ વેર આવું તો બાપુ કહે 'શાબાશ દીકરા' ને બધો થાક ઊતરી જાય મારા આનંદનો પાર ન રહે વરસતો વરસાદ હોય, કડકડતી ઠંડી હોય કે ઉનાળાનો બળબળતો બપોર હોય, ખેડૂતને તો બધી જ ઋતુઓ સરખી એની અસર પણ ન થાય ગામના છોકરાઓને પણ કોઈ ઋતુપ્રકોપ ન નડે

જ્યારે આજે તો છોકરું જરા તાપમાં બહાર નીકળે તો લૂ લાગશે, શિયાળામાં શરદી લાગી જશે એ બીકે મા કેટલાંયે ગરમ કપડાં બાળકને વીંટાળશે, વરસાદમાં તો એ છોકરાને બહાર જ નીકળવા શેની દે ? નવી સંસ્કૃતિ આપણને કુદરતથી દૂર લઈ જાય છે શરીરમાં એ કારણે પ્રતિકાર કરવાની શક્તિ રહી નથી શરીરને આજે અસંખ્ય રોગોનું મ્યુઝિયમ-પ્રદર્શનરૂપ બનાવી દીધું છે ડૉક્ટરોના બીલ ચૂકવી ચૂકવી વધારે ને વધારે રાગોને ઘૂસવા દઈએ છીએ આજે તો જ્યાં જુઓ ત્યાં હાડપિંજર જેવાં માનવપ્રેતો ફરતાં હોય તેવાં બાળકો, મો પર નૂર કે ન ખુમારી !

પ્રકૃતિની સાથે ઋતુ-ઋતુનો આનંદ લૂંટવામાં આપણી સૌંદર્ય અને કલાપ્રત્યેની અભિરુચિ કેળવાય છે. એટલું જ નહિ, રોગો સામે પ્રતિકાર કરવાની શક્તિ વધે છે ખુલ્લા ખેતરોની ખુલ્લી ચોખ્ખી હવા ફેફસામાં નવો આહ્લાદ ભરે છે મન પ્રફુલ્લ બને છે અને કોઈ વાદ કે ધર્મનો રોગ લાગતો નથી બનડગેશરની એને કદી

ફરિયાદ કરવી પડતી નથી. પરંતુ આજે તો હવા જ બદલાઇ ગઈ છે. શારીરિક શ્રમ અસ્પૃશ્ય ગણાય છે પછી શરીર રોગનું ઘર ન બને તો બીજું શુ થાય? બ્લડપ્રેશર વધે, વાયુપ્રકોપ થાય, મન પણ સડેલું બની જાય તેમાં શી નવાઈ? મનને ક્યાંય સંતોષ નહિ, ક્યાયે જંપ નહિ, આનંદ તો કાયમનો વિદાય! ત્યારે પણ રોગ નહોતા થતાં એવું નહિ; છતાં પ્રમાણ બહુ ઓછું, ડોકટરને ત્યાં જવાની આજના જેમ ફેશન નહોતી, ઘરવૈદું સૌ જાણે. 'તબિયત સારી નથી.' એમ આજના જેવો ગર્વનો વિષય નહોતો. આજે તો બધાં જ માંદલાં-મનનાં અને શરીરના!



## [ ૯ ] 	દ્વિજ બન્યો

સાત વર્ષ પૂરાં થયાં. મારી ત્રીજી બહેનનાં લગ્ન લેવાયાં. સાથે સાથે મને જનોઈ પણ દેવું એમ પિતાજીએ નક્કી કર્યું. અમારૂં આખું કુટુંબ, બાપુના પરમમિત્ર રામુકાકા વગેરે, ધરમપુરથી થોડાસર જવા નીકળ્યાં. ધરમપુરથી નજીકનું રેલ્વે સ્ટેશન વલસાડ અઢાર માઈલ દૂર. તે જમાનામાં હજી મોટરો શરૂ થઈ નહોતી. બાપુજીએ ત્રણ ગાડાં જોડાવ્યાં ને જમીને રાત્રે નીકળ્યાં. રસ્તો બહુ સારો નહિ. ચીલા રસ્તે જવાનું હતું. ગાડાંમાં પેટીપટારા, અથાણાંપાપડનાં ડબ્બાઓ એટલે સંકોચાઇને બેસવાનું હતું છતાં મને રસ્તામાં બહુ મઝા પડી. ઉનાળાની ચાંદની રાત; તારાઓ ગણતાં તો ક્યારેક વાતો કરતાં કે ગીતો ગાતાં, તો વચ્ચે વચ્ચે ઝોકું ખાતાં સવારે વલસાડ ક્યારે આવ્યું તે ખબર ન પડી.

સમજણો થયા પછી પહેલીવાર રેલ્વે-સ્ટેશન જોવાનું મળ્યું ગાલગાડી, પેસેન્જરગાડી અને છક છક એન્જિન મારી બાલસૃષ્ટિમાં નવો આનંદ ઉમેરતાં. ગાડીઓના ડબ્બાઓ હું ગણતો. ભારગાડીમાં ભેંસ, ઘેટાં-બકરાં ભરાય ભરાઇને મુંઝાઇ જતાં, બા કહેતી, 'એ તો બધાં કસાઈ ખાનામાં જાય છે. લોકોને ઢોર વેચતાં શરમ નથી આવતી? પૈસા ખાતર સગા પેટને વેચે; એવું લોક બની ગયું છે,' કતલખાનામાં ખાટકી ઢોરને શી રીતે કાપતો હશે? એ કેવી બૂમો પાડતું? કેવી જીભ બહાર નીકળી જતી હશે? માંસ કેવી રીતે કઢાતું હશે; લોહી નીગળતું માંસ કેવી રીતે ખાઈ શકાય? એવી એવી અનેક કલ્પનાઓ મારા બાલમનમાંથી પસાર થતી. સવારે વલસાડમાં બાપુને ખરીદી કરવાની હતી, એટલે સાંજની લોકલમાં અમે મહેમદાવાદ જવા ઉપડયાં. રાતની મુસાફરી છતાં નવાં નવાં સ્ટેશનો જોવાની. 'ચા ગરમ, સુરતની તાજી ઘારી, ભરૂચની સુતરફેણી, વડોદરાનો સોલાપુરી ચેવડો, આણંદના ગોટા.' એમ સ્ટેશને સ્ટેશને ચિત્ર-વિચિત્ર અવાજો સાંભળવાની ને કૌતુકભરી રીતે જોવાની મઝા આવતી. હું કયારેક ઊંઘી પણ જતો. નર્મદાનદીનો પુલ આવ્યો એટલે બાએ મને ઉઠાડયો. બાએ નદીમાં નારિયેળ અને પૈસો નાંખ્યો ને રેવામાને પ્રણામ કર્યાં, મારી પાસે પૈસો નંખાવ્યો ને હાથ જોડાવ્યા.

નાનપણમાં જોયેલો એ નર્મદાનો માઇલ જેટલો લાંબો પુલ એના ઉપર અતિધીમી ગતિએ ચાલતી ગાડી. નર્મદાનો વિશાળપટ અને તેનો કુલવધૂ જેવો બાજરમાન ધીરગંભીર પ્રવાહ, પ્રવાહમાં સઢો ફફડાવતાં નાના-મોટાં વહાણો તેના દીવાઓ, કિનારે પાઘડીપને વસેલું ભરૂચ, એ બધું આજે પણ મારા બાલ્યકાળની સ્વપ્ન સૃષ્ટિનાં ખજાના જેવા આકર્ષક રહ્યાં છે

રાત્રે દસેક વાગે ભરૂચ સ્ટેશને પહોંચ્યાં હોઇશું અમારા ડબ્બા-માંનો વીજળીનો દીવો બગડી ગયો હતો. ગાડી ઉપડી ત્યાં ટિકિટ

માસ્તર ટિકિટ તપાસવા આવ્યા, પોલિસ અને ટિકિટ માસ્તરને જોઈ મને તે વખતે બહુ બીક લાગતી. બાએ પોટલીમાં બાંધીને ટિકિટ ક્યાંક મૂકી હશે ટિકિટ મળે જ નહિ. બા-બાપુએ ટિકિટની શોધ-ખોળ કરી મૂકી ટિકિટ માસ્તર ઉતાવળ કરે, મનમાં વહેમપણ ખરો કે વિના ટિકિટે મુસાફરી કરનારાઓ હશે. રામુકાકાએ દિવાસળી સળગાવી પાટિયાં નીચે કદાચ પડી ગઈ હોય ત્યાં તપાસ કરી. આખો ડબ્બો ફંફેર્યો. ટિકિટ ન મળે બધાંના જીવ ઊંચાનીચા થઇ ગયાં. બાપુજી ગુસ્સે થઈને બાને વઢવા લાગ્યા. બાની અકળામણનો પાર નહિ, ટિકિટ માસ્તર બમણા પૈસાનો દંડ ભરી દેવાની ધમકી આપે, બા રડતી જાય ને ટિકિટ ખોળતી જાય આ બધું જોઇને હું પણ રડવા લાગ્યો. મોટી બહેને તમ ચો મારી દીધો એટલે વધારે રડવા માંડયો! 'વલસાડથી આઠ ટિકિટ લીધી છે, વળી સામાન મૂકતાં ને ડબામાં ચઢતાં ક્યાંક ગુમ થઈ ગઇ' 'બા, એમ આજીજી કરતી ટિકિટ માસ્તરને કહેતી હતી. ટિકિટ માસ્તર દંડ સાથે ટિકિટ ફરી બનાવતા હતા, ત્યાં વડોદરા સ્ટેશન આવ્યું. ટિકિટ મળી, સાડલાના એક છેડે ટિકિટ બાંધી, તે છેડો બાએ કેડે ખોસ્યો હતો. સૌનાં જીવમાં જીવ આવ્યો!

સવારે ચાર્ક વાગે મેહમદાવાદ સ્ટેશન આવ્યું. જાતે જ સામાન ફોચકીને સ્ટેશન બહાર મૂકવાનો હતો. બાએ ઉઢેણી બનાવી બે ટ્રંક માથે મૂકીને પોટલું બગલમાં માર્યું બાપુ, બહેન અને સૌએ એક અથવા બીજી વસ્તુ ઉપાડી, મેં પણ એક ડબ્બો ઉંચક્યો.

મોટાકાકા થોડાસરથી બે ગાડા લઇને સ્ટેશને લેવા આવ્યા હતા સુરત જિલ્લાના ગાડા અને બળદ કરતા ચરોતરનાં ગાડાબળદમાં બહુ ફેર ગાડાં સાંકડાં, લાંબા ને પૈડાં જાડા, વાટ વિનાનાં બળદો બહુ મોટા ને અલમસ્ત

સામાન મૂકી ગાડાંમાં ગોઠવાં ને મળસ્કે જ થોડાસર જવા નીકળી પડયા બે ખેતરો વચ્ચે નેળમાં થઈને રસ્તો જતો હતો બંને બાજુ થોરની ઊંચી ઊંચી વાડ. છ વાગતાં તો અજવાળું થયું તમાકુ વરિયાળીના તો કનાક ઘઉંના હરિયાળા ખેતરો સવારના મંદમંદ પવનમાં ડોલતાં હતા, ને મીઠો પવન શરીરમાં ઉત્સાહને એને તાઝગી ભરતો હતો. રાયણના ઝાડ ઉપર રાયણો પાકી હતી. તે જોતાં હું અને બહેન ગાડામાથી ઊતરીએ. રાયણ, ચણીબોર, કયારેક લીલી વરિયાળી લઇને પાછા દોડતાં ગાડામાં બેસી જઈએ ચરોતરના રસ્તાઓ સુરત જિલ્લા કરતા જદા. સફેદ દડમાં દોડતા પણ ન ફાવે, પગ ઘૂંટી સુધી દડમાં પેસી જાય. દૂર દૂરથી હોલાના કયાંકથી કોયલનાં, મોરના ટહુકા સંભળાતા, રસ્તે ચિત્રવિચિત્ર પોષાક પહેરેલી બારૈયાં કોમની સ્ત્રીઓ મળતી, માથે મોટું સફેદ ફાળિયુ વીંટાળેલ, અભે નાનું ધારિયું મૂકીને મોટી મોટી મૂછો વાળા બારૈયા ને ધારાળા કોમના માણસો મળ્યા. એમને જોઇને જ બીરુ મનમાં બીક લાગતી. કોઇક ઓળખીતું મોટાકાકાને પૂછતું : કૂણ આયું સે, ગોર?' ત્યારે સુરતી બોલીથી તદ્દન ભિન્ન એવી ચરોતરી બોલી સાંભળતાં કયાંક અજાણી ભોમમાં આવી પડયો હોઉં એવું લાગતું.

અડધે ગયા હોઇશું એટલે બા મને કહે, હવે વાત્રક નદી આવશે હું તો આખો તાણી તાણીને જોયા જ કરું, ઘડી ઘડી બાને પૂછું નદી કયારે આવશે? બાલસૂર્યના કિરણોમાં સફેદ રેતી હીરાની જેમ ચમકતી હતી ને વાત્રકના નાનાં પટમાં સ્વચ્છ પાણી, સૂર્યના કિરણોમાં ચમકતાં, શાંત વહેતાં હતાં. કિનારે સારસ બેલડીઓ અને બીજાં અનેક પશુ-પંખીઓવાળો કિનારો જોતાં હૃદયમાં અપૂર્વ આનંદ થયો નદીનાં ભાઠામાં તરબૂચ અને શકકરટેટીઓની સરસ મજાની વાડીઓ હતી. અમે સૌ ગાડાંમાંથી ઊતર્યાં, વાત્રકમાં સ્નાન કર્યું, બાપુ ને કાકા કિનારે સામ સામે છેડે ઊભા રહી ભીનાં ધોતિયા

સૂકવવા લાગ્યા. આઠેક વાગ્યા હશે, સૌ પરવાર્યાં એટલે શિરામણ કરવા બેઠાં. બાએ સુખડી અને ઢેબરાં સાથે મેથિયા અથાણું સૌને આપ્યાં ને હોંશે હોંશે સૌએ ખાધું. મોટાકાકા પાસેની વાડીમાંથી બે-ચાર ટેટીઓ ખરીદી લાવ્યા ને મીઠી અમૃત જેવી ટેટી સૌએ ખાધી. રામુકાકાએ સંતોષનો ઓડકાર ખાધો!



## [ ૧૦ ] ઘોડાસરમાં

ઘોડાસરના અમારા બાપદાદાઓના જૂના માટીનાં ઘરો પાસે ગાડાં ઊભાં રહ્યાં; આખું ફળિયું ભેગું થઈ ગયું, 'જેહી ભિ, આયા કે? પારવતી હારી છે ને? સ્યમ ખૂન ગણી, ભીખા લૈ કે? ઓહો કેવા મોટા ય થઈ જ્યા!' એવા પ્રેમ અને ઉષ્માભર્યા ચરોતરી વાણીના લહેકા સાંભળતાં હું અને નાની બહેન હસતાં તો અમારી, એ પોયરા, કાં ચાયલો,' એવી સુરતી બોલી સાંભળી ત્યાંનાં સૌ હસતાં'

બીજે દિવસથી બા મોટાકાકા કોઈ સૌ કામે લાગી ગયાં. ઘઉં ચોખાની ગુણો આવી, ગોળના રવાઓ ને ઘીના ડબ્બાઓ આવ્યા. લાકડાંના ગાડાં આવ્યાં. વાસણોને ગાદલાંના ઢગ થયા. ચૂલ ખોદાવા માંડી. શુકલજીએ પૂજાપાની યાદી આપી ઘર દીઠ દશશેર ઘઉં દળવા આપ્યા. કોક વારે લઈ ગયું બપોરે સૌ ચોખા વીણવા, વડી મૂકવા ને બીજું પરચૂરણ કામ કરવા આવતાં આખું ગામ

આવે પ્રસંગે સહકારથી અને હોંશે હોંશે કામ કરતું. કોઈના ઉપર અવિશ્વાસ નહિ. રાત્રે ભૈરાંમંડળી ભેગું થાય અને ગીતા ગાય,

સીતા સ્વયંવર રચિયો કે રાયે મંડપ રચિયો

* * *

મારા જેઠા ભૈએ મંડપ બાંધિયા

કે ભીખુ ભેનાં જનોઈ લીધાં.

જનોઈ પહેલાં અંબાજી માતાને ખોળે મારી બાબરી ઉતરાવવાની કાકાએ બાધા લીધી હતી એટલે જનોઇના ચારેક દિવસ અગાઉ બાપુ મને અંબાજી લઈ ગયા. અંબાજીના મંદિરમાં ભકતોની ભીડ જામી હતી. મંદિરમા કોઈ નારિયેળ વધેરતું, કોક કૂકડો રમતો મૂકતું કયાંક માતાના ગરબા ગવાતા. 'જય અંબે જય અંબે' ના નાદથી વાતાવરણ ગૂંજતું હતું. દીપનાળાઓમાં સેંકડો દીવાઓ ઝગમગતા. માતાની આરતી ગવાતી હતી. તાળીઓ પાડીને ભકતો આરતી ઝીલતા. ઘંટ નગારાંના અવાજેથી આખું વાતાવરણ ભક્તિમય લાગતું. મંદિરની બહાર ગાંયજાઓ મારા જેવા કેટલાય બાળકોની બાબરી ઉતારતા હતા. ભિખારીઓની હાર બેઠી હતી. તેને શ્રદ્ધાળુ ભકતો કંઇને કંઈ આપતા.

બાપુએ માતાજી સમક્ષ બાબરી ઉતરાવવાની વાત કોઈક ગોરને કરી. ગોર સમજી ગયો. ઠીક શિકાર હાથમાં આવ્યો. તેણે મંદિરના પૂજારીને વાત કરી. બાબરી મંદિરની બહાર જ ઉતરાવાય. બાપુ વધારે લાચાર બન્યા. માને ખોળે બેસીને એના હાજરા હજૂર બાબરી ઉતરાવવાની બાધા હતી. એની અવજ્ઞા શી રીતે થાય? માતાજીનું કૂડું પડે. વાઝિયા બાનો-સાત ખોટના દીકરો! એ પૂજારીને કરગર્યા પૂજારીએ

લાચારીનો પૂરો વાસ ઉડાવ્યો. મંદિરને પગથિયે બેસી માતાજીના દર્શન કરતા બાબરી ઉતરશે. તે માટે ૧પિયા ૫૧, માગ્યા. બાપુ પાસે એટલા પૈસા નહોતા એટલા પૈસા લાવવા કયાથી ? પૂજારીને અગિયાર રૂપિયા ભેટ કબૂલવા પાછા કરગર્યા. પણ તે એકનો બે ન થયો ૧૯૨૭–૨૮નો જમાનો દશ રૂપિયામાં આખું કુટુંબ પોષાય, ત્યારે ૫૧ રૂપિયાની કેટલી બધી કિંમત ? છેવટે બાપુએ ગાળામાની કંઠી પહેરી હતી તે વેચી, પૂજારીને રૂ ૫૧, આપ્યા સવા રૂપિયો ગાવજાને આપ્યો. ગોળ ધઉંની લ્હાણી કરાવી. ગરીબોને વહેચી ગોર તથા બીજા ચાર બ્રાહ્મણોને જમાડયા અને દક્ષિણા આપી અને એમ ભીખુભાઈની બાબરી ઉતારી ! જનોઇના દિવસે ફરી મૂંડન કરવવામા આવ્યુ ગહેનોએ હોશે હોંશે પીઠી ચોળી.

ગુરુએ ઉપનયન સંસ્કાર આપ્યા, "ૐ भू. भुवः स्व. ૐ तत्सवितुर्वरेण्यम् भर्गोदेवस्य धी महि धीयो योनः प्रयोदयात् નો ગાયત્રીમંત્ર આપ્યો વૃત્તિને ચકાસવા અસ્ત્રો, કલમ, રૂપિયો અને પુસ્તક બાજક ઉપર મૂકયા ને ગમે તે એક ઉપાડવાનુ કહ્યુ સગાવહાલા સૌ જોઇ રહ્યા ભીખુભાઇનું ભાવિ આજે નકકી થવાનું હતુ મેં પુસ્તક ઉપાડયુ ગહેનો ખુશ ખુશ થઇ ગઇ ભણ્યો મારો ભણીને બારીસ્ટર થવાનો, કાકાએ કહ્યું, બ્રાહ્મણનો દીકરો સરસ્વતીનો જ ભકત બને ને ?

સંતાનોને ઉછેરવા મા–બાપ કેટ કેટલું દુઃખ વેઠે છે ? એનો આજે માત્ર વિચાર કરું છું, ત્યારે આખો ભગાઈ જાય છે. શી આશાએ આટલું કષ્ટ તેઓ વેઠતા હશે ? છો દીકરો ! કયારે ય, જરા સરખોય એમને ઉપયોગી થયો છું ખરો ? એનો વિચાર કરું છું ત્યારે શરમથી મારુ માથું ઢળી પડે છે આંખોના ખૂંણા ભીના બની જાય છે પણ તેથી શું ?

રંગેચંગે જનોઈ લગ્નમાંથી પરવારી અમારું કુટુંબ ધરમપુર આવ્યું ને દ્વિજ-ગન્યા. મારો બ્રાહ્મણ તરીકે નવો સંસ્કારજન્મ થયો. જનોઈનો ધાગો પહેર્યા કે ગાયત્રીનો જપ કર્યો, તેથી શું બ્રાહ્મણત્વ મળે ?



## [ ૧૧ ] ધરમપુરની પ્રાથમિક શાળામાં

હું ગુજરાતી ચોથા ધોરણમાં આવ્યો હતો, તે જમાનામાં આજના જેવું ભણતર બોજારૂપ નહોતું. શાળા શરૂ થાય એટલે કલાક સુધી આંક બોલવાના છોકરાઓની હાર સામસામી ઊભી રહે વારાફરતી એક એક પલાખું સમૂહમાં બોલવાનું. એમાં અમારા આંક બહું પાકા થઈ જતા. ઉંઠા સુધીના આંક દરરોજ બોલવાના. શિક્ષક ગમે તે પલાખું પૂછે તો અમે ફટ જવાબ આપતા, ઘેરે કોઈ મહેમાન આવે તે અમારા ભણતરની ખાતરી કરવા પલાખું જ પૂછે ગણિતની ચાવીઓ પણ મોઢે આવડે તો સાદા ગુણાકાર પણ વિદ્યાર્થીને ન આવડે. શિક્ષણ વધ્યું. શિક્ષણના સાધનો અને સગવડો વધી. મોટી મોટી શાળાઓ બંધાય છે. શિક્ષણની નવી-નવી પધ્ધતિઓ અને માનસશાસ્ત્રના અભ્યાસી શિક્ષકોનો મારો આવે છે, છતા સરવાળે બાદબાકી જેવું આજનું ભણતર ફારસ બની ગયું છે.

ભાષા અને ગણિત બે વિષયની પરીક્ષા બન્નેમાં લેખિત અને મૌખિક ડિક્ટેશન શ્રુત-લેખન લખાવે જૂના ઘડાયેલી ગૈનીનાં અને તુમારના લેખો વંચાવે કવિતાની સમજૂતિ કરાવે. મોઢે બોલાવે એ પરીક્ષાનો બોજો અમને કદી લાગતો નહિ. પરીક્ષાનો હાઉ કદી

સતાવતો નહિ. પુનરવર્તન–રિવિઝન શું તે જાણતા નહિ. આતો પરીક્ષા આવે તો બચારા આજના નાનાં છોકરાંઓને પણ કેટકેટલા વિષયો વાંચવાનાં. મહિના પહેલાં તૈયારી કરવાની. ન આવડે તો ટ્યુશનો રાખવાનાં, આ બધું જોઇ ત્રાસ છૂટે છે કેળવણીને નામે સરકાર કતલખાના ચલાવે છે. આજના ભણતરનું મિથ્યાપણું ને પોકળતા વિદ્યાર્થીના અજ્ઞાન મનમાં સમજાઈ રહ્યાં છે, પછી સિગતની ભલે બૂમો માર્યા જ કરો. આજે તો સર્વત્ર જ્ઞાનનો અપચો દેખાય છે

.છતાં અમારા જમાનામાં બધું સારું જ હતું એવું કહેવાનો આશય નથી. આજના વિદ્યાર્થી કરતાં એમ તો ઘણી રીતે અમે પાછળ હતા. કૂવાના દેડકાં જેવી અમારી સ્થિતિ હતી. શિક્ષક જાણે ગક્ષસ હોય એવો એમનો ડર લાગ્યા કરતો. શારીરિકશિક્ષા કરવી ને ધર્મ કહેવાતો. જે શિક્ષક વધારે મારે તે વધારે ભણાવે એવો સૌનો ખ્યાલ. શિક્ષકના ત્રાસે કેટલાય બાળકો નિશાળે જતાં લડતાં ને ભણતર છોડી દઈ કામધંધે લાગી જતા.

ચોથા ઘોરણમાં નરસિંહભાઇ અમારા શિક્ષક હતા સ્વભાવે બહુ કડક હંમેશા મોટી નેતરની સોટી હાથમાં જ રાખે દેખાવ પણ એવા મોટી મોટી મૂછો ને લાલ ડોળા જોતાં જ હાંજા ગગડી જાય. જરા વાત કરતો કે તોફાન કરતો જુએ કે સોટી પડી જ છે. પલાખું ન આવડે કે ગણિતનો દાખલો ન આવડે, વાંચતાં ભૂલ કરીએ કે જોડણી ખોટી લખાએ એટલે બે–ચાર સોટી ફટકારી કાઢે. ડિક્ટેશન શ્રુતલેખન લખાવે ત્યારે અનુસ્વર ભાર દઇને બોલે ત્યારે અમને મનમાં હસું આવે એકની એક ભૂલ બીજીવાર કરી તો શિક્ષાની માત્રા વધી જાય. મેજ ઉપર હાથ મુકાવે ને ઉપરથી આંકણી મારે. શિયાળાની ન જુએ ઠંડી કે ન જુએ છોકરાની ઉંમર, મા–બાપ કશી ફરિયાદ ન કરે. ઊલટું એ તો કહેવડાવે, એને જરા પાંસરે.

કરજો. ક્યારેક અંગૂઠા પકડાવે, ત્યારે ખોચી ઉપર કાંકરો મુકાવે, હાલ્યા, ઘૂંટણથી પગ વળ્યા કે કાકરો પડયો, તો ગરદન કે પીઠ ઉપર જે હાથમા હોય તે પડયુ જ છે. એમના વર્ગના છોકરા કદી નાપાસ ન થાય એવી એમની છાપ.

નરસિંહભાઇના પત્ની મરી ગયાં હતા. તેઓ વિધૂર હતા. ઘરમાં બે-ત્રણ નાના છોકરા તેને ઘરડી મા સંભાળે, તેઓ ઘણીવાર ચાલુ શાળાએ અમને ઘેર મોકલતા, પાણી ભરવાનું દળણું દળાવી લાવવાનું. લાકડાનું ગાડું આવ્યું હોય ત ઘરના વાડામાં સીચવાનું એવાં પરચૂરણ ઘણાં કામો અમે કરતાં. અમારા મા-બાપ પણ કદી એનો વાંધો લેતા નહિ શિક્ષકનું કામ કરીએ તો વિદ્યા સારી આવે એવું કહેતા. પછી શિક્ષક વિરૂદ્ધ ફરિયાદ કરવાની તો વાત જ કયાં ? શિક્ષકનું ગામમાં પણ ઘણું માન સારા-નરસે પ્રસંગે શિક્ષકની જ સલાહ પૂછાય ને એ જ પ્રમાણભૂત ગણાય. જેને ઘેર દુઝાણું હોય તે શિક્ષકને ત્યાં દૂધ આપે, શાક થતું હોય તે શાક આપ, ખેતીવાળા થોડું ગણું અનાજ, કઠોળ આપે ને શિક્ષક પણ જરૂર કરતાં કદી વધારે ન લે. વધારે હોય તો પાછું આપે નબળા વિદ્યાર્થીને શિક્ષક ઘેર બોલાવે મફત ભણાવે ગામમાં તકરાર ટંટો થાય. તડ પડે કોઈને સમજાવવાનું હોય કે કોઈની મિલ્કતની વહેંચણી કરવાની હોય, સૌ શિક્ષકની લવાદી સ્વીકારે એવો તે દિવસે શિક્ષકનો મોભો ! સમાજિક પ્રતિષ્ઠા માટે એને કદી ચળવળ કરવી નહોતી પડતી ગામમા ફરવા નીકળે ત્યારે નાનું મોટું એમને નમસ્કાર કરે. મોભા માટે એને કદી ભીખ નહોતી માગવી પડતી કર્તવ્યનિષ્ઠ શિક્ષકને તો વિદ્યાર્થીઓ અને સૌ આજે પણ માન આપે છે અને તે ખુમારીથી જીવે છે

*

## [ ૧૨ ] અમારી કામધેનુ–બોડી ગાય

શાળામાંથી છૂટયા બાદ ઘેર ખાસ કશો અભ્યાસ કરવાનો રહેતો નહિ. મંદિરના પૂજારી રોજ સવારે મંદિરમાં શીખવા બોલાવે સાંજે લખોટા, ગિલ્લીદંડા, આગાપીપળી, આટાપાટા ને એવી એવી રમતો રમીએ. સાજની આરતી સમયે મંદિરમાં ઘંટ વગાડવા જઈએ ને ઘેરું આવીએ

અમારે ત્યાં એક ગાય હતી. ધરમપુરના મહારાજાએ બાપુને ગૌદાનમાં આપેલી સફેદ રંગની કાઠિયાવાડી એ ગાય ટંકે આઠ શેર દૂધ આપતી એને શિંગડા નહોતા એટલે ઘરમાં સૌએ એનું નામ બોડી ગાય પાડેલું ગાય ઘણી ઊંચી ઓલાદની અને સુંદર હતી. અમારા કુટુંબની એ કામધેનુ હતી ગમે ત્યારે દૂધની જરૂર પડે, વેળા કવેળાએ થોડું ઘાસ કે ચંદી ખવડાવો કે દોહવા દે. બીજી ગાયને દોહતી વખતે પગ બાંધવા પડે. નહિ તો લાત મારે. બોડી ગાય તો એટલા ગરીબડા સ્વભાવની કે નાનું છોકરું આંચળમાં હાથ નાખી ખેંચે ને દૂધની સેર કાઢે તોય કશું ન કરે ઘરનાં સૌને એ ઓળખે. પારકાને એ બહુ છૂટ ન લેવા દે પગ ઊંચો કરી દૂર ખસી જાય ઘણીવાર ગમ્મત ખાતર મે પણ એના આંચળ ખેંચીને વાડકી ભરીને મારા જેટલું દૂધ કાઢયું હશે બા–બાપુ અને ઘરના સૌ એને બહુ લાડ કરે નેો દરરોજ પારેરા કરે ડોકમાં હાથ ફેરવો

તો ડોક ઊંચી કરી હાથ ફેરવવા દે એને ખાસ લીલું ઘાસ ને સારી રીતે ભરેલો ચદીનો ટોપલો મળે એનું દૂધ પણ મીઠું અને જાડું. મને દરરોજ સવારમાં એનું દૂધ જ બા આપે. કયારેક તો બા દોહતી હોય ત્યારે વાટકો લઇને હું ત્યાં ઊભો રહું અને બા તાજું ફીણવાળું શેડકઢું દૂધ ભરી દે તે હું ગટગટાવી જાઉં. ગામનાં લોકો પણ ગાયમાતાને બહુ માન આપે. ગોવાળામાં જાય ત્યારે શ્રદ્ધાળુ લોકો તેને માથે હાથ મૂકી આશકા લે. વારતહેવારે સ્ત્રીઓ ને કુમારિકાઓ એનું પૂજન કરે સંક્રાતિને દિવસે લોકો એને ઘુઘરી ખવડાવે

ખોડી ગાય અમારા ઘરની સ્વજન હોય એમ અમે એને ચાહીએ. એને ચોખ્ખાઈ બહુ ગમે પીઠ, પગ, જીભથી ચાટીને ચોખ્ખાં રાખે. ગમે ત્યાં ગંદામાં બેસે નહિ. ગંદુ કદી ખાય નહિ એનાં વાછરડાંને પણ એ ચાટી ચાટીને ચોખ્ખાં રાખે એનાં વાછરડાંઓ પણ સુંદર અમે એને બહુ વહાલ કરીએ એની સાથે રમીએ, એને નવડાવીએ.

એ ગાયના છાણ-મૂત્રની પણ બહુ માંગ રહેતી. બા ગાયના આચળ ધૂવે કે ગાય મૂતરે તે ઝીલવા હું લોટી લઈને ઊભો રહું. બા દરરોજ વસ્ત્રગાળ કરી મને ગૌમૂત્ર પિવડાવે. ગૌમૂત્રથી વિદ્યા વધે. રોગ ન થાય એવું સૌ કહે એટલે સ્વાદમાં જરા વિચિત્ર લાગે છતાં હું શ્રદ્ધાપૂર્વક પી જતો. બા ગૌમૂત્ર શરીરે ચોળે. પછી નવડાવે. ઘરમાં કોઇને ખસ થઈ હોય કે ગડગૂમડ થયાં હોય તો, ગૌમૂત્ર રામબાણ ઇલાજ. ગૌમૂત્રથી ચામડીનાં રોગ ન થાય, ચામડી સુંવાળી બને, લોહી શુદ્ધ થાય.

ખોડીગાયનું છાણ પણ સારું. ગંધાય નહિ. પોદળો કઠણ કરે. બળેવને દિવસે કે સારાનરસા પ્રસંગે લોકો ખોડીનું છાણ લેવા આવતાં. બા સાંજ સુધી એના છાણને સંઘરી રાખે. વધે તો મોટા છાણાં થાપે

ભોડીનો ઉજેલ સવા વરસનો સવા વરસે વિયા. એટલે એનો વંશવેલો બહુ મોટો વાછરડા બાપુને ખેતીમા ઉપયોગી બળદ તરીકે કામ આપતા. આજે પણ ભોડી ગાયની ત્રીજી પેઢી હયાત છે એની પૌત્રી રમલી ગાય આજે પણ ધરમપુરમા ઘણા કુટુબમા બાપુની સ્મૃતિરૂપે જાણીતી છે.

આજે પણ ધરમપુરમાં ઘણાં ઘરો, "રમલી-લે," કહી લાલચ આપી બોલાવે છે તેને હાથ ફેરવે છે. એને માટે નિયમિત કંઇને કંઇ ખાવાનું રાખી મૂકે છે. અને રમલી દરરોજ અમુક ઘરની નિયમિત મુલાકાત લે છે. જાનવરને મમતા આપો પછી જુઓ એ શુ નથી આપતા ? બા કહેતી કે એકવાર ઘરમા ચોર આવેલા તે દિવસે ભોડી ગાયે બરાડા પાડીને ફળિયાના સૌને જગાડ્યા હતા, ને ચોર નાસી ગયા હતા !

ભોડી ગાય કુટુંબની ખરેખર જ કામધેનુ હતી. બાપુજી પાસે ઘણાએ એ ગાયના મો માગ્યા પૈસા આપીને ખરીદવાની માગણી કરેલી પણ બાપુજી કહેતા, 'હુ બ્રાહ્મણનો દીકરો થઇને ગાય વેચુ ?' દીકરાને વેચવા જેટલુ એ પાપ ગણાય. બાપુજીના અવસાન પછી ભોડી ગાય જ અમારા ગુજરાનનુ સાધન હતી. બે-ત્રણ ભેંસ હતી તે વરસને આંતરે આતરે મરી ગઈ હતી. બીજી ભેંસ ખરીદવાની બાની આર્થિક સ્થિતિ નહોતી. ખેતર વેચાઈ ગયુ ત્યારે ભોડી ગાય ઉપર જ અમારુ કુટુબ નભતું. એના દૂધની લાયણીના મહિને પચ્ચીસેક રૂપિયા આવતા. સોઘારતનો જમાનો ભોડીનુ પણ બહુ ખર્ચ નહિ. નાનોભાઈ અને નાની બહેન એટલા જ ઘરમા એટલે અમારુ પેટિયુ નીકળતુ. બા કોઈને ત્યા રાધી, મજૂરી કરી ખોટ પૂરે, અમને ભણાવે છતા મુખ્ય સાધન તો ગાય જ અમારી કામધેનુ.

એકવાર ભોડી ગાયને જાનવર કરડયું, બાએ કેટલાયે ઉપાયો કરાવ્યા, બધાં નિષ્ફળ ગયા, આખું શરીર ફૂલી ગયું હતું ને આખરે

તે મરી ગઈ! બા સગો દીકરો મરી ગયો હોય તેમ રડી તે દિવસે ખાધુ પણ નહિ એ ગાય અમારા કુટુબનુ કોઈ પૂર્વજન્મનુ ઋણ અદા કરવા આવી હતી. કસોટીના સમયમા એજ અમારો સહારો બની હતી કયાયે હાથ લાબો કરવાની વેળા બાને એણે નહોતી આવવા દીધી એનુ કાર્ય પૂરું કરી એ ગઈ, તેજ વર્ષે મારો કૉલેજનો અભ્યાસ પૂરો થયો મને નોકરી મળી! એ પણ એક કેવો અકસ્માત!

બાએ ખોડીને ચાદનો કર્યો ફૂલ ચોખા ચડાવી ભીની આખે પ્રણામ કર્યા બાપુની જૂની વાડીમા જ એક પીપળા નીચે ખાડો ખોદી દટાવી એ પીપળો આજે પણ ખોડી પીપળો તરીકે ઓળખાય છે વટસાવિત્રીને દિવસે ગામની સ્ત્રીઓ એ પીપળાનુ પૂજન કરે છે ખોડી ગાયનુ એ સભારણું એ રીતે આજે પણ કાયમ છે!

૬.

## [ ૧૩ ] સોબત તેવી અસર

હુ અંગ્રેજી પહેલા ધોરણમા (હાલનુ પાચમુ) ભણતો હતો વર્ગમા જુદી જુદી કોમના વિદ્યાર્થી ભણે એકનુ નામ ગણપત હતુ પણ બધ એને ગપ્પો કહી બોલાવે એના બાપુજી રાજ્યમા ઘોડેસ્વાર. દારુનુ એમને વ્યસન ગપ્પો અમારા કરતા ઉંમરે ચારેક વર્ષ મોટો ભણવા કરતા તોફાનમા ઘણો રસ. નાનપણથી જ એને બીડી પીવાની ટેવ ગપ્પાનો આખા વર્ગમા ધાક કોઈ છોકરો એનું નામ ન લે. એ પતરાની એક સ્લેટ રાખતો કોઇને દબડાવવો હોય ત્યારે કહે, 'જોઈ છે આ રાણા પ્રતાપ ની તલવાર, ગરદન ઉડાવી દઈશ'

ગપ્પાથી હું બહુ બીતો, એની સાથે કામ કરવાનું બનતાં સુધી ટાળતો અને એનાથી દૂર રહેવા પ્રયત્ન કરતો, છતાં વિના કારણે મને બરડામાં ઢીકકા લગાવતો. પરાણે મારી પાસે છૂંગી બંધાવતો એ એટલું જોરથી માગતો કે બરડો બેવડ વળી જાય. માનાથી ક્યારેક તો રડી દેવાતું ત્યારે એ મને બાયલો કહેતો. શિક્ષકને તો ફરિયાદ થાય જ નહિ. કોઈ કહે તો શાળા છૂટતાં જ ગપ્પો એને બરોબર કોપરાપાક આપે. શિક્ષક પણ એને પાછલી બેંચ ઉપર બેસાડે. તે વખતે એવા છોકરાઓને પાછલી બેંચ ઉપર જ બેસાડવામાં આવતા શિક્ષક તેમને, "Mebmers of the golden bench"સોનેરી પાટલીના મભ્ય તરીકે સંબોધતા. એકવાર ગપ્પાએ વિના વાંકે મને જોરથી ઢીક મારી. હું રડી પડયો, એટલે કહે, ચૂપ રહે નહિ તો વધારે મારીશ, 'છી ધમકી આપી, 'કાલે મારા સારું બીડી લાવી આપશે તો નહિ મારું', નહિ તો તારી વાત છે" બાપુજી બીડી પીતા નહોતા છતાં રામુકાકાને માટે ખાસ પ્રકારની બીડીઓ વેચાતી લાવતા. રામુકાકાની બીડી બાપુ જ પૂરી પાડતા એમના સિવાય બહુ ઓછાને એ બીડી ધરતા. અને બાપુ કોઈને એમની ખાસ બીડી, કોઈને વિશિષ્ટ માન આપવું હોય કે પોતાનો ઉમળકો વ્યકત કરવો હોય ત્યારે જ ગજવામાંથી કાઢીને ધરતા. બાપુની આ અને બીડી રામુકાકા સિવાય મહેરબાનીરૂપ જ ગણાતાં.

હું સ્વભાવે બહુ બીકણ. ગપ્પાની ઢીકથી હુ ત્રાસી ગયો હતો. રાત્રે સૂતાં પહેલાં પાંચેક બીડી બાપુના ગજવામાંથી ચોરીને ચડ્ડીના ગજવામાં સંતાડી. બીજે દિવસે શાળામાં ગપ્પાને એક ખૂણામાં લઇ જઇને બીતાંબીતાં છૂપી રીતે મુઠ્ઠીમાં વાળીને આપી. એટલે, એ ખુશ થઈ ગયો. મને કહે હવે નહિ મારું. તારું કોઈ નામ લે તો 'બંદાને' બોલાવજે, ચામડાં ઉતારી નાખીશ. પછી તો મારે એ પ્રમાણે અવર નવર ગપ્પાને બીડી લાવી આપવી પડતી. મારી અને

ગપ્પાની દોસ્તી થઈ. મારા ગળામાં હાથ નાંખી એ રીસેસમાં ફરે, એક દિવસ શાળા છૂટયા પછી મને કહે, 'મારી સાથે આવજે.' હું તેની સાથે ગયો. શાળાથી દૂર એક ગરનાળા નીચે મને એ લઈ ગયો. ત્યાં એક પથ્થર ઉપાડયો. તેની નીચે દિવાસળી, બીડી મૂકયા હતાં, તે લીધાં. બીડી સળગાવી એણે પીવા માંડી. મેં કહ્યું કે હું ઘેર જાઉં, તો કહે, 'બેસ.' એનાથી નાસી છૂટવાની હિંમત નહિ. બીડી અડધીક પીધી હશે એટલે મને કહે, 'બે દમ લગાવ.' મેં ના પાડી, એટલે ગાળો ભાંડવા માંડી. માર મારવાની ધમકી આપી. સ્વભાવે હું ડરપોક, બાયલો; એના જુલ્મનો સામનો ન કરી શકયો. ના પાડવાની પણ નૈતિક હિંમત જોઈએ એ છે. કદાચ કોઈ છૂપી ગુનેગારવૃત્તિ પણ એમાં કામ કરતી હશે. અમારા ગામનો એક ડ્રાઇવર, ગળે રાતો રેશમી રૂમાલ બાંધી મોંમાં પાનનો ડૂચો લગાવી, ટેશથી સિગારેટ પીતો ત્યારે એની છટા મને બહુ ગમતી, કદાચ એ કારણે પણ કામ કર્યું હોય ને મેં પાનુ ગપ્પાની એંઠી બીડીના બે'ક દમ લગાવ્યા. કશુંક ખોટું કરું છું એ ખ્યાલે મને ગભરાટ થતો હતો, ખાંસી આવી, આંખમાં પાણી આવ્યાં, મોઢું દુર્ગંધ મારવા માંડયું, ને મેં થૂ થૂ કરીને બીડી ફેંકી દીધી।

પછી તો રોજ ગપ્પો મને બીડી પીવા લઈ જતો. સમાન સ્વભાવ અને વ્યસનવાળાઓમાં મૈત્રી જામે, એ રીતે અમારું બીડી પીનારાઓનું છૂપું મંડળ જામ્યું. તે બધા મને બીડી પીવા લઈ જતાં. ના પાડું તો ગપ્પો બધાંને મારી વાત કરી દે, એ બીક પણ ખરી. એ રીતે નિયમિત બીડી પીવાનો અમારો કાર્યક્રમ ચાલ્યો, ઘરમાંથી બીડી ઓછી થાય છે, એની બાપુજીને ગંધ આવી ગયેલી. તપાસ કરતા મારા ગજવામાંથી નીકળી. બાપુનો ગુસ્સો કાબુમાં ન રહ્યો. તે દિવસે મને બરાબર મેથીપાક જમાડયો. 'હું હવે નહિ પીઉં એમ વારે વારે બાપુનો માર ખાતાં ખાતા ને રડતા રડતાં કરગરવા

લાગ્યો મે ગપ્પાના જુલમની વાત કરી એટલે બાપુ બીજે દિવસે શાળામાં અવ્યા. બાપુનો ક્રોધ સૌ છોકરાઓ પણ જાણે. એમનો બહુ ધાક. એમની વાડીમા કોઈથી પગ ન મૂકાય કે ન આમે પથરો મરાય. બાપુજીને જોતા જ ગપ્પાના હોંજા ગગડી ગયા. શિક્ષકના દેખતાં જ ગપ્પાને બાપુજીએ બે-ચાર ચોડી દીધી અલબત્ત શિક્ષકની એમા સંમતિ ખરી જ.

તે દિવસે રાત્રે બાએ બહુ સમજાવ્યો, કાકાએ કહ્યુ, બીડી પીવાથી ફેફસાં બળી જાય ક્ષય રોગ થાય. અને એવી ઘણી ઘણી સલાહ આપી હુ ખૂબ રડયો, બાએ બીડી ફરી ન પીવાની પ્રતિજ્ઞા લેવડાવી. ત્યારથી બીડી છૂટી

✩

# [ ૧૪ ] સરકસ જોયું

માણસની વૃત્તિ એકવાર બગડે પછી એના ઉપર સંયમ ન રાખે તો તે અનેક કુકર્મો કરે છે તે વખતે ધરમપુરમાં એ સરકસ આવ્યું હતું. એમાં હાથી, સિંહ, વાઘ, વાનર એવાં ઘણાં પ્રાણીઓ હતાં. ચીની છોકરીઓ ઝૂલો તથા સાયકલ ઉપર ઘણા સાહસભર્યા પ્રયોગો કરતી. એક પહેલવાન છાતી ઉપર હાથીને ઊભો રાખતો. છાતી ઉપર પથ્થર રાખીને ફોડાવતો. મારા વર્ગના છોકરાઓ સરકસ જોઈ આવ્યા હતા. તેઓ ઘણાં વખાણ કરતા. ને રસભરી વાતો કરતાં. મારું મિત્રમંડળ પણ એક દિવસ સરકસ જોવા જવાનું હતું શાળાના વિદ્યાર્થીઓ માટે અડધી ટિકિટ હતી એટલે મને પણ સરકસ જોવાનું મન હતું. મેં બા પાસે પૈસા માગ્યા. માત્ર ત્રણ આના ટિકિટ. પણ તે દિવસે ત્રણ આનાની કિંમત ઘણી. સામાન્ય માણસને એ પોષાય પણ નહિ. બાએ બાપુજીને પૂછવાનું કહ્યું. તે દિવસોમાં બાપુજી બહુ ગુસ્સામાં રહેતા. શી ચિંતા હશે એની મને શી ખબર પડે! વળી બીડીના પ્રસંગ પછી બાપુજીનો, એક પ્રકારનો મનમાં ધાક બેસી ગયેલો, એટલે પૈસા માંગવાની હિંમત ન ચાલી. હું સરકસ જોવા બહુ આતુર, હવે કરવું શું? બપોરે ત્રણ વાગે વિદ્યાર્થીઓ માટે ખાસ ખેલ હતો!

એક યુક્તિ સુઝી, બાને કહ્યું: 'લાવ હું ખોળ લઈ આવું.' ઢોરને ખવડાવવા બા મારી પાસેથી જ ઘટીએથી ખોળ મંગાવે.

૭ આનાનો અડધો મણ ખોળ મળે તે બાએ આપ્યા ને હું ટોપલો લઈ ખોળ લેવા ગયો. ઘાચીની તેલ પીલવાની ઘાણી હતી, ને સાથે અનાજ દળવાનો સંચો પણ હતો એટલે ભીડ પણ પુષ્કળ રહેતી. લોકો ત્રાજવામાં દળણું તોળાવે તેમાં જ ખોળ પણ તોળાય. ઢગલામાંથી જાતે જ ખોળ ભરીને ત્રાજવે નાંખે, પછીજ જોખનારને પૈસા આપવાનો રિવાજ. મેં ખોળનો ટોપલો ભર્યો ને ભીડનો લાભ લઈ તોળાવ્યા વિના જ માથે ટોપલો મૂકીને છટક્યો. છતાં મારી છાતી ધડકતી હતી, પગ પણ ધ્રૂજતા હતા. કશુંક ખરાબ કરીએ ત્યારે એવું થાય. આપણી વ્યભિચારિણી બુદ્ધિ ગમે તે પેંતરા ભલે ગોઠવે, અંતરાત્મા એનો અણગમો વ્યક્ત કરે જ છે. પણ વિજયના અતિ ઉત્સાહમાં એનાં ગમાઅણગમાને કોણ ગણકારે? થોડેક દૂર ગયો હોઉશ ત્યાં મિલના નોકરે દોડતાં આવી, મને પકડયો, 'ચોર બદમાશ,' કહી બે લાફા ચોઢી દીધા. હું રડી પડયો. મારું કાંડું પકડી, ટોપલા સાથે મને સંચે લઇ ગયો. માલિકે કહ્યું, 'પોલિસને સોંપી દો.' મેં પેસા ધર્યા. કયારેય એવું નહિ કરું, ભૂલ થઈ, સોગંદ ખાધા. માલિકે બાપુજીને બોલાવી મંગાવ્યા. આવું તો બે-ત્રણવાર બન્યું છે, એવું મીઠું-મરચું ભભરાવીને કહ્યું. બાપુજી ગુસ્સે થઇ ગયા. ત્યાં જ મને બે-ચાર ચોઢી દીધી. બીડી ચોરવાનો પ્રસંગ તાજો જ હતો. એટલે ઘણીવાર આવું કરતો હોઉશ એમ જ માને ને? 'નાલાયક પાક્યો' કહી ખોળ જોખાવી પૈસા આપ્યા. બાપુજીનું માથું શરમથી નમી ગયું. મેં એમની આબરૂ ઉપર પાણી ફેરવ્યું, બ્રાહ્મણનો છોકરો થઈ ચોરી કરી. એટલે બા ઉપર ગુસ્સે થઈ કહે, 'તારા કમજાતે મારું નામ બોળ્યું!' બા પણ ખૂબ ગુસ્સે થઇ. મને ટીપી નાંખ્યો, 'નખ્ખોદિયો, મરતો કેમ નથી.' એમ રીસ ઠાલવતી રડતી જાય અને મારતી જાય, તારા લીધે મારે સાંભળવું પડે છે?' એમ કહેતી વધારે મારે.

તે દિવસે મને ખાવાનું ન આપ્યું. દોરડા વડે ઘરના થાંભલે મને બાંધ્યો, ઘરની બહાર ટાંટિયો મૂક્યો છે તો ટાંટિયા કાપી

નાખીશ, જાનથી મારી નાખીશ, એવી બાપુએ ધમકી આપી. બાએ પણ તે દિવસે ન ખાધુ સાંજે મને છોડયો. ઘરમા ગોકનુ વાતાવરણ લાગતું હતું. હું ધ્રુસ્કે ધ્રુસ્કે રડયો દીકરાના વર્તનથી મા–બાપને કેવી નામોશી વહોરવી પડે છે! એમને કેટકેટલું દુ:ખ થાય છે! એટલી સમજ હોત તો હું આવું કરત ખરો?

રાત્રે બાપુજી ફરીને ઘેર આવ્યા, 'ભીખનો સૂઈ ગયો?' એમ પૂછ્યું. બાએ સરકસની વાત કરી, ચોરી કેમ કરી તેનો ખુલાસો આપી, મારો બચાવ કર્યો બાપુનો ગુસ્સો હવે રહ્યો નહોતો. પણ એમને આજે કેવું નીચાજોણું થયું તે વાત કરી, 'બહુ માર્યો છે. ખાધું યે નથી.' બાપુજીને એમ શાંત કર્યા પછી બા મારી પથારીમાં સૂતી. માથે હાથ ફેરવવા માંડી. હું જાગતો જ પડયો હતો ઊંઘ આવી જ નહોતી. અંતરાત્મા ડંખતો હતો બાનો પ્રેમાળ હાથ ફરતાં જ હું રડી પડયો. જાતને રોકી શકયો નહિ ધ્રુસકે ધ્રુસકે રડયો. 'ફરી આવું ન કરીશ.' બાપુજીએ કહ્યું. બા પણ રડતી જ હતી, તે પાણી લઈ આવી. મને પાયું ને પાછો સુવાડયો. બાનો હેતભર્યો હાથ કયાંય સુધી મારા માથે ફર્યા કર્યો. એની કરુણાગંગામાં હું નાહ્યો અને શાંત થઈ ઊંઘી ગયો!

બીજે દિવસે સાંજે બાપુજી ખેતરેથી વહેલા આવ્યા હતા. મોટીબહેન, કાકાનો દીકરો અને મને બોલાવીને કહ્યું, 'જલ્દી તૈયાર થાવ, સરકસ જોવા જવાનું છે.' સૌ ખુશ ખુશ થયાં. કોણ જાણે મને આનંદ ન થયો. અને આ રીતે આખરે મે સરકસ જોયું!

મા–બાપને આપણે સમજવા પ્રયત્ન કરતા નથી. એમને શી મૂંઝવણ હશે એનો ખ્યાલ કરતા નથી. એટલે જ ઘણી વાર હઠ કરીએ છીએ. હઠ પૂરી ન થાય તો ગમે તેવુ ખોટુ કાર્ય કરવા પ્રેરાઇએ છીએ. મા–બાપની સર્વ પ્રવૃત્તિ અને સઘળી મથામણનું

મધ્યબિંદુ તેનું બાળક જ હોય છે. તેમના સંતાનો સદ્‌ગુણી બને, સુખી થાય એ જ માત્ર તેમની મુરાદ હોય છે તે માટે તેઓ જાતે ઓછું ખાશે, પહેરશે. પરંતુ સંતાનને જેટલું વધારે અપાય તેનો જ એ વિચાર કરશે કયારેક એ ગુસ્સે થાય છે પણ એની ચિંતા, મુશ્કેલીનો આપણે ખ્યાલ કરતા નથી કયારેક તો જીવનના કઠિન બોજાઓ અને આપત્તિઓ એ મૂંગે મોઢે સહન કરે છે. સંતાનને એની ગંધ પણ આવવા દેતા નથી. માત્ર એટલા જ કારણે કે એનો આનંદ હણાય નહિ. કદીક બહારથી કઠોર દેખાતા મા બાપના દિલમાં પ્રેમનાં અપાર ઝરણાં છૂપા છૂપા વહેતાં હોય છે. તે આપણને દેખાતાં નથી. એટલે જ એમનું દુ:ખ વધે એવી પ્રવૃત્તિ આપણે કરીએ છીએ. કયારેક એમને કચક લાગે એવું કાર્ય કરીએ છીએ અને એમની ચિંતા વધારી એમના જીવતરનો બોજ વધારી મૂકીએ છીએ.



# [ ૧૫ ] ધરમપુર–મારું વતન

મિત્રો,

વતનની વાત કરતા હું કદી ધરાતો નથી. ધરમપુરમાં હું જન્મ્યો, 'બાળપણમા અનેક તોફાનો કર્યાં', પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અહી જ મેળવી જીવન માટે કદી ન ખૂટે એવું અણખૂટ ભાથું બાંધ્યું. એ ભૂમિની રજ રજ માટે મને અનહદ મમતા છે. એના અણુંઅણુંમાં હું ઓતપ્રોત થયો છું. અહીંના પ્રત્યેક સ્થળ, ડુંગર, નદી, બગીચા, વાડીઓ, રાજાના મહેલો ને ગરીબમા ગરીબની ઝુપડી મે ખૂંદી કાઢ્યા છે. એ સૌ સ્થળો ભૂતકાળના ભેરુ જેટલા જ આજે પણ મને પ્રિય છે અહીંથી જ મને ઉત્તમ મિત્રો મળ્યા, આજ ભૂમિએ અમારી ગરીબીમાં માતાની મમતાથી અમને પોષ્યા, ખડતલપણું ને સ્વાશ્રયના ગુણો કેળવ્યા, મુસીબતો સામે ઝઝૂમવાની તાકાત આપી. એના ઉપકારોની કેટકેટલી યાદી કરું?

ગુજરાત રાજ્યની દક્ષિણ સરહદે વલસાડથી અઢાર માઈલ દૂર ધરમપુર આવ્યુ છે પ્રકૃતિએ ઉદાર હાથે અહી સૌંદર્ય વેર્યું છે. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ એમ ત્રણ બાજુ સંહ્યાદ્રિની ગિરિમાળાઓની તળેટીમા સાત–આઠ હજારની વસ્તીવાળું ધરમપુર ગામ, ધરમપુર રાજ્યની રાજધાની હતી. પાર નદીનો એક ફાંટો, જે સ્વર્ગ-

વાહિની તરીકે ઓળખાય છે, તે ગામ નજીક જ વહે છે. સહ્યાદ્રિનાં સતત લીલાં જંગલોને કારણે બાર માસ ખુશનુમા આબોહવા રહે છે. ચોમાસામાં ૧૦૦ ઇંચ ઉપર વરસાદ પડે છે.

ધરમપુરમાં મુસલમાન, હિંદુઓમાં, બ્રાહ્મણ, લુહાણા, કાછિયા, બારોટ અને દક્ષિણીપ્રભુ અને દક્ષિણી સોનીઓની મુખ્ય વસતી છે. મુસલમાનોની લગભગ ૨૫% વસતી છે, છતાં અહીં કદી હુલ્લડ થયું નથી, બધાં હળીમળીને રહે, સારા નરસા પ્રસંગે એક બીજાને મદદ કરે. ખુદ મહારાજા પણ મુસલમાનોના તહેવાર ઉજવે. મહોરમને દિવસે રાજ તરફથી એક મોટો તાજિયો નીકળે. તાજીઆની સવારીની રાજ્ય તરફથી જ બધી વ્યવસ્થા થાય, મસ્જિદને રાજ્યાશ્રય મળે. મુસલમાનો પણ રાજ્યની વફાદારીપૂર્વક નોકરી કરે, હિન્દુઓના તહેવારોમાં ભાગ લે, હોળી, દિવાળી સાથે મળીને ઉજવે, બેસતાં વર્ષને દિવસે એકબીજાને ત્યાં મળવા જાય. તો ઇદને દિવસે હિંદુઓ ઇદ-મુબારક કરવા જાય.

ગામના ઉત્તરના પ્રવેશ દ્વારમાં જ્યાં મોટા દરવાજા. તેની જમણી બાજુ જીમખાનું, ડાબી બાજુ બાપુજીની વાડી, અને હાઇસ્કૂલ, જરા આગળ ચાલો તો સરકારી દવાખાનું, મ્યુઝિયમ, લાયબ્રેરી, પ્રાથમિક શાળા વગેરે, જૂના રાજ્યની જાહોજલાલીનાં સ્મારક જેવાં આજે પણ ઊભાં છે. ગામ વચ્ચે ધરમપુર મહારાજાનો પાંચમજલી ભવ્ય મહેલ, ફરતે વિશાળ કોટ, દરબારના ચોગાનમાં સુંદર બગીચો, આજુબાજુ ઘોડા બાંધવાની ઘોડાર, હાથીખાનું, સ્ટેન્ડ, સહસ્રનાગફણનું મંદિર, કોટના પ્રવેશદ્વારો, જુદી જુદી ચોકી તરીકે પ્રખ્યાત. તેમાં દક્ષિણ પ્રવેશદ્વારની આરબોની ચોકી સાથી મજબૂત. એના ઉપર બે સુંદર મેડીઓ, ત્યાં સવાર બપોર સાંજે અને રાત્રે ચોઘડિયાં વાગે. સમય અને ઋતુઋતુના રાગોની રમઝટ મચે. શરણાઇ વાળા સવારે ભૈરવ, ભૈરવી, જોનપૂરી, આસા-

વરી, ગુનકલી કે ખિભાસના સૂરો ણહેલાવે. બપોરે પલાસી ને મારવા થાટના રાગો લહરાવ, સાન્જે ગૌરી તો રાત્ર બાગેસરી, યમન, દરબારી ને માલકંસનો રમઝટ જામે. સંગીત-શાસ્ત્રીસંગીતનો શોખ પણ મને આ વાતાવરણે જ આપ્યો.

ધરમપુરના રસ્તાઓ સીધા, પહોળા અને સુંદર. રોજ એના ઉપર પાણી છંટાય, ધરો હારબંધ. ખાડુ ગન્દીકૂચી નહિ. ગામ વચ્ચે એક સુંદર લંબગોળ-ષ્ટકાકાર-(ઓવેલ) બાગ. બાગની મધ્યમાં નાનકડું જળપાની ટાવર અને છેડે સુંદર ફુવારાઓ, હોજમાં રંગીન માછલીઓ તરે. લીલી જાજમ પાથરી હોય તેવી સુંદર હરિયાળી અને રંગબેરંગીથી ફૂલો શોભતો આ બાગ અમારી કિશોરાવસ્થાનું નંદનવન હતો. રાત્રે બાગમાં સુંદર રોશની જળહળે. બાગ સામે નગરશેઠની હવેલી ને બાજુમાં નાથાકૂપનું વિશાળ પટાંગણ ને તેની મધ્યમાં ભવ્ય મંદિર જે મારી જિંદગીનાં અઢાર વર્ષની પ્રત્યેક ચેષ્ટાનું સાક્ષી છે. આ મંદિરની મૂર્તિની સામે જ અમે ખેલ્યા કૂદયા, સંસ્કાર મેળવ્યા, સંતોના સમાગમ કર્યા, કથાશ્રવણ કરી જિંદગીનું અમૂલ્ય પાથેય મેળવ્યું. મંદિરના પટાંગણના પૂર્વ ખૂણે મારું ઝૂપડું વાંસની ભીંતો ને છાણના ગારાથી લીપેલું. બે ઢાળિયું આ નાનું મકાન. તેની બાજુમાં ઢોર બાંધવાની કોઢ, પાછળ કાંટાની વાડબનાવેલો વાડો, તેમાં લીમડો, સીતાફળી, બારમાસી, આંબો, જાંબુડો બાપુએ ઉછેરેલાં. ત્યાં જ અમારું નાવણિયુ અને પણિયારું. ઝૂપડીના આગલા ભાગમાં વિશાળ અને ઘટાદાર પાયરી કેરીનો આંબો. મંદિર અને ઝૂંપડી વચ્ચે વિશાળ મીઠાં પાણીનો ગામકૂવો. જ્યાં વહેલી સવારથી મોડી રાત સુધી અનેક પશુપંખી, ને સ્ત્રી પુરુષોના મિલનમેળા જામતા. અવિરતપણે અનેક પ્રવૃત્તિઓ ત્યાં ચાલતી, કૂવા સામે કદમ અને ગોરસલ્લીના સુંદર વૃક્ષો વ્રજની શોભાની યાદ આપતાં, સાંજ સવાર મંદિરની આરતી સમયે ઘંટનગારાં ને ઝાનરો

વાગે. ભક્તોની ભીડ ઊંચા સ્વરે આરતી ગાય. અનેક શ્રદ્ધાળુ જનો દર્શનાર્થે આવે. ચાતુર્માસમાં કથા બેસે. ગોકુળ આઠમીએ ભજન સપ્તાહ મંડાય, રાત્રે બાર વાગે કૃષ્ણજન્મની ભવ્ય ઉજવણી થાય ને 'નંદઘેર આનંદ ભયો'ની ધૂન મચે, અનેક પ્રકારના ઓચ્છવ ઊજવાય. આ બધાં પ્રેમચિત્રો મારી ભૂતકાળની સ્વપ્નસૃષ્ટિનાં સ્મરણોને ઢંઢોળતા અનેક સ્પંદનો જગાડી જાય છે!

ધરમપુર ગામની એ ભૂતકાળની જાહોજલાલી હવે રહી નથી. વર્ષે બે વર્ષે વતનની મુલાકાત લેવાની ઇચ્છા થાય છે ત્યારે ભૂતકાળના અવશેષની જેમ ખંડેર હાલતમાં જીર્ણ જિંદગીને પરાણે ઘસડતાં વૃદ્ધો, આંખે હાથની છાજલી કરી, ઓળખવાનો મિથ્યા પ્રયત્ન કરી, મારા અવાજ ઉપરથી અનુમાન બાંધી પૂછે છે, 'કોણ? જેઠાભાઈનો ભીખુ આવ્યો છે કે? દીકરા બહુ મોટો થઈ ગયો!' ત્યારે આનંદ અને શોકની મિશ્ર લાગણી હું અનુભવું છું. ભૂતકાળનાં ભવ્યચિત્રો આજે ભુંસાઈ ગયાં છે. રાધાકૃષ્ણનું મંદિર, રાજાનો મહેલ, એ સૌ ખખડધજ હાલતમાં ઊભા છે. એની મરામત કરાવવાના પણ કોઈની પાસે પૈસા નથી.

પુરાણકાળના આશ્રમને યાદ આપતું મારું ઝૂપડું હતું ત્યાં આજે ઉજ્જડ અને ભેંકાર ધરતી શોકમગ્ન બનીને નીરવ ઊભી છે. આજે નથી એ આંબો રહ્યો જેની છાયામાં બાળપણ પાંગર્યું. નથી એ ગાય ભેંસની કોઢ જ્યાંથી વહેલી સવારે ને સાંજે દૂધ દોહવાના અવાજો આવતા નથી સંભળાતા. નથી હવાડે પાણી પીવા આવતાં ગાય બળદોને ગળે બાંધેલી ઘંટડીઓના મધુર અવાજો. આજે ઠેર ઠેર નળ થયા. એટલે કૂવો પણ ગતકાલને શોચતો ભેંકાર ઊભો છે. શ્રદ્ધાળુ લોકોએ એક પછી એક વિદાય લીધી છે એટલે નવી પેઢીને હવે મંદિરમાં શ્રદ્ધા રહી નથી. મંદિરના દેવ અને પૂજારી આજે ઓશિયાળી જિંદગી જીવતાં લાચાર બન્યા

છે. બાપુના મિત્રો આજે રહ્યા નથી. મારા બાલમિત્રો પણ ગામ છોડી દેશ પરદેશ નોકરી ધંધામા પડ્યા છે. ગામ આખું ઉજ્જડ થતું જાય છે. ઉજળિયાત વસતીએ હવે શહેરમા વસવાનુ પસંદ કર્યું છે. બાપુની વાડી જે કેળ, શેરડી, આ ।। અને ઋતુ ઋતુના પાકો અને શાકભાજીથી રળિયાળી લાગતી તે આજે મ ડન કરાવેલી વિધવા જેવી દુઃખિયારી લાગે છે. ભીખુ નાગ આજે કોઈ જાણતું નથી. 'માસ્તર' કહીને મને કોઇક ઓળખીતું બોલાવે છે ત્યારે મારા જ વતનમાં હું પરદેશી હોઉં તેવો ભાવ અનુભવુ છું.

ધરમપુર રાજ્યની જાહોજલાલી ત્યાંના આદિવાસી રાનીપરજ વસતીને આભારી હતી. ધરમપુર ગામમાં ધરમપુરનો મૂળ વતની કોઇ જ નહિ. બધાંને ત્યાના રાજાએ એક યા બીજા કારણે વસાવેલાં, રાજ્યના મૂળ વતની રાનીપરજ, કુકણા, ચોધરા, મહાર, વાર્લી ઘોડિયા, અને દુબળા જાતિના લોકો, જે ગામડાંમા રહે ધરમપુર રાજના નાનાંમોટાં ત્રણુસો ઉપર ગામો. ગામ એટલે અમુક જમીનનો વિસ્તાર, તેના ઉપર આદિવાસીઓનાં બે-પાચ ઝૂંપડાં, ક્યાંક વધારે ઝૂંપડા, જંગલના વાંસ લાકડાથી ઊભા કરેલા, વરસે બે વરસે ચોમાસાં પહેલાં ઝૂંપડું પાછું બંધાય, વાંસની ચારે બાજુ ભીંત કયારેક છાણના ગારાથી લીંપેલી, છાપરું ઘાસથી છાયેલું ઢોળાવ પુષ્કળ! વાંકા વળીને ઘરમાં પ્રવેશ કરવો પડે. પ્રવેશ માટે બારણું ન મળે! ઢોર કે જંગલી જાનવર ન પેસે એટલા માટે વાંસનુ એક ઢાંકણું બનાવી રાખેલું. બહાર જાય ત્યારે તે અટકાવી મૂકે. બાકી દરવાજા ખુલ્લાં. તાળું શું ચીજ કોઇ સમજે નહિ, ઝૂંપડી અંદર મોટો એક ઓરડો. તે દિવસે પણ અંધારો. હવા ઉજાસ માટે બારી-બારણાં નહિ! એક જ ઓરડામાં ત્રણ પથ્થર ગોઠવી બનાવેલો ચૂલો! બે ચાર માટીનાં વાસણ, લાકડાના કડછી તવેથો, ઓરડામાં એક બાજુ ચોમાસું બી ભરી મૂકેલાં વાંસના મોટાં પાલાં, બાજુમાં

જ બળદ ગાય બંધાય. ઝૂંપડીની બહાર એક પથ્થર ગોઠવીને પાણીનું માટલું મૂકે, તૂંબડીનો ડોયો, તેનાથી પાણી પીવાનું.એકાદ આમલી આંબાનું વૃક્ષ, તેની છાયામાં કાથીનો ઢંગધડા વિનાનો ખાટલો હોય. ત્યાં ખજૂરીના પિછાટિયાંમાંથી બનાવેલી સાદડીમાં કોઈ આવ્યું હોય તો બેસાડે. ભૂમિ એ શૈયા. ઓઢવા પાથરવાનું રામ તારું નામ. હાથનું ઓશીકું બનાવી સૂએ, શિયાળામાં ટાઢથી બચવા તાપણું કરી તેની આસપાસ બેસી રહે. ઘર નજીક રીંગણી, મરચી, કાંદા રોપે, તેનો શાકમાં ઉપયોગ કરે. છાંપરાં ઉપર દૂધી કે કોળાનાં વેલા હોય, ખોરાકમાં નાગલીનો રોટલો ને કાંદો. વાર તહેવારે શાક કરે. પણ તેમાં તેલનું નામનિશાન નહિ. ચોખાને પાણીમાં ઉકાળી તેમાં મીઠું નાંખી પાતળું રાબડી જેવું પેજવું બનાવીને માટલું ઘરની બહાર મૂકી રાખે! ભૂખ લાગે તે તૂંબડીના બનાવેલા ડોયા બોળીને બે ત્રણ ડોયા પીએ, ઉનાળામાં તો પાણી ને અનાજની સખત તંગી ભોગવે, જંગલી કંદમૂળ, જંગલી ભાજીપાલો ને જંગલી ચરઘું કે બીજું પ્રાણી મળે તે ખાય. ન મળે તો ભૂખ્યો જ સૂઈ રહે.

આ–ખાંડ એણે જોયેલાં નહિ. ૧૯૪૭ સુધી રેલગાડી શું તે એમાંથી ભાગ્યે જ કોઇ જાણે. રાજાની મોટર સડકે ધૂળ ઉડાવતી જાય તો દૂરથી ગભરાતા ગભરાતા જુએ ને કંઇક નવું જોયું હોય તેવો ભાવ એકબીજા મ્હોંએ જોઈ, મુગ્ધતાથી હસે, ત્યારે પ્રકટ થતો દેખાય. એ પ્રજાનો રાજા મુંબઇ, વિલાયત, ફર્યા કરે. તેના કુંવર કુંવરીઓ કેમ્બ્રીજમાં ભણે!



## [ ૧૯ ] આદિવાસી પ્રજા

આદિવાસી પ્રજાને કોઈ ચોકક્સ ધર્મની છાપ નહિ ઉજળિયાત કોમના સંસર્ગમાં આવ્યા પછી તેઓ રામ, અને હનુમાનની પૂજા કરતા થયા. એકાદ ઝાડ નીચે પથરો ગોઠવી તેના ઉપર તેલ સિંદૂર ચઢાવે, એ એમનો હરમાન દેવ. બાકી એમના દેવો એમના જેટના જ આદિ. ભરમદેવ (બ્રહ્મા), વાંહદેવ, (વહ્નિદેવ), નાગદેવ-વરૂણદેવ ને જાતજાતની દેવીઓ, ભૂત-ડાકણ સૌને દેવ જ સમજે. વાર તહેવારે કે માંદગી પ્રસગે તેને ધજા ચઢાવે, મરઘું કે બકરું, ભોગ તરીકે વધેરે ને દારૂ પણ ચઢાવે. ભૂવાને ધુણાવે, વળગાડમાં જ માને! દવા-દાકતરને એ બહુ સમજે નહિ.

હોળી, રાનીપરજ કોમનો મુખ્ય તહેવાર ગણાય. દારૂ પીને ચકચૂર બની ગાંડા થઇને તે દિવસે તૂર વગાડે, આદિવાસી નૃત્ય કરે. એકાદ મરઘુ-બકરું કાપીને ઉજાણી કરે; ધાણી, ચણા, ખજર કે હારડા, પાસેના બજારમાથી લાવ્યા હોય તો છોકરા ખાય. નવરો-નવરી (નવું પરણેલું જોડું) ગુલાલ છાંટી હોળી રમે રાતે જંગલનાં લાકડા કાપી લાવ્યા હોય તેની હોળી પ્રગટાવે. એવાજ બીજા તહેવારો-દિવાસો અને દશેરો. દશેરામાં તેઓ ઘેર કાઢે. પુરુષો રેશમી અબોડિયું, અને ચોળા પહેરે ને માથે સ્ત્રીની સાડી બાધે, મેસ આજે, કંકુના ચાલ્લા કરે ને ઘેરૈયા બનીને નાચે, દાડિયાની જોડ લઇને

કાંસાની થાળીનો ને ઢોલનો વિચિત્ર અવાજ કરતાં દસ પંદરની ટોળી, શાહુકારને ત્યાં નીકળી પડે, ત્યાં ઘેરૈયા ઘૂમે, ચારેક આના મળે રાજી રાજી થાય, ને, "વરહ દા'ડના પરોણુલા રે, અમે આવી છું એક જ વાર." એમ, (ઘેરૈયાનો નેતા) મોરનાં પીંછાની બનાવેલી છડી ઉછાળતો, ગવડાવે, તે ઝીલતાં ઝીલતાં, આનંદથી સૌ વિદાય થાય.

દૂબળા ઘોડિયા જેવી આદિવાસી પ્રજા હવે તો બધા હિંદુ તહેવારો ઊજવે છે. (કોઇક ગામમાં તો રામજીનાં મંદિરો પણ થયાં છે.) તહેવારના દિવસે જમતાં પહેલાં એમનામાં એક વિચિત્ર રિવાજ. ઘરનાં સૌ બૈરાં ભેગાં મળે ઘરમાં કોઈ જુવાન પુત્ર મરી ગયો હોય, કાકો, ભત્રીજો, બાપ ગમે તેનું અગાઉ મૃત્યુ થયું હોય તે સૌને સંભારી સંભારીને રડે; 'તું હોત તો મને આજે તાડી લાવી આપતે, તું હોત તો આજે મને ખજૂર લાવી આપતે' એમ કરુણ આક્રંદ કરીને રડે ને પછી જમે!

આદિવાસીની લગ્નપ્રથા પણ ઘણી જુદી. પતિપત્ની જાતે જ એક બીજાને પસંદ કરે, બાળલગ્નનો રિવાજ પણ ખરો, એ સંજોગોમાં બન્ને પક્ષના માતાપિતા નક્કી સંબંધ કરે, પતિને 'નવરો' અને પત્નીને 'નવરી' કહેવાય, ઘરજમાઈ તરીકે રહે તેને ખંધાડ કહેવાય. લગ્નને દિવસે નવરો પીઠી ચોળી, મેમના મોટા લપેટા કરી, માથે સાફો પહેરીને પરણવા આવે. નવરીને પીઠી ચોળીને ઘરની બહાર લાવવામાં આવે અને પછી :સમૂહમાં લોકનૃત્ય કરે, રોટલા ને વાલની દાળનું જમણુ થાય, દારૂ–તાડીની મહેફીલ ઊડે ને પછી નવરો નવરી નાચે; નવરી રીસાય, નવરો એને રિસામણાં મનામણાં કરેઃ

'પોહી વાલ–બાલ ખા, પોહી વાલ–બાલ ખા,' નવરી છણકો કરે; 'બળ્યા તુઝા વાલ મૂઆ કરડી ખાધા ગાલ મીં તો નાઈ આઉની, મીં તો નાઈ રે'વની.' વળી નવરો તાડી પીવા લલચાવતો સમજાવે,

'પોહી તાડી બાડી પી,' ને જવાગમા બગી તુઝા તાડી, મી તો નાઈ આઉની' (તારી બળી, . તો નથી આવવા !!) એમ રિસામણા મનામણા થાય ને લગ્ન પૂરા થાય પૈઠણમા વરપક્ષે કન્યાપક્ષને વીસ-પચ્ચીસ રૂપિયા આપવા પડે રોકડા ન હોય તો ઢોર કે અનાજ પણ ચાલે

આદિવાસીઓમા એક 'કામરી' જાતિના લોકો છે દૂરના જ ગલમા રહે, કદમૂળ કે ખેતરમા નાગલી જેવુ હલકુ ધાન્ય થાય તે ખાય લગોટી સિવાય બીજુ વસ્ત્ર ન પહેરે, સ્ત્રી કોઠળી સ્ત્રી જેવો પોષાક પહેરે. કાપડ કે મીઠા સિવાય એમને ભાગ્યે જ બીજુ ખરીદવાનુ, એટલે બજારમા ભાગ્યે જ આવે ગામથી દૂર અઠવાડિયે હટવાડો (ગુજરી) ભરાય, ત્યારે જોઈતુ લઈ આવે આદિવાસીઓમા એવી માન્યતા કે વરસાદનો દેવ (વરૂણદેવ) કામરી લોકો ઉપર પ્રસન્ન છે, એટલે કામરી પ્રજા ઇચ્છે તો જ વરસાદ વરસે કોઈ વર્ષ વરસાદ ન પડે તો કામરી લોકોએ જ વરસાદ બાધ્યો છે એમ માને, ખૂદ રાજ્ય અને એના અમલદારો, રાજા સુદ્ધા એવુ જ માને, એટલે વરસાદ ખેચાય ત્યારે રાજ્યમા કામરી જાતિને ભેગી કરવામા આવે, તેમને દારૂ પાવામા આવે તેમના માટે મરઘા કપાય, અને જ ગલી વાજિત્રો સાથે કામરી પ્રજા રાતદિવસ નાચે એક દિવસ, બે દિવસ એમ નાચે ત્યા વાદળા દેખાય, જરાતરા છાટા પડે ન પડે એટલે કામરી લોકોને રજા મળે અતિવર્ષામા પણ વર્ષાની હેલી બધ કરવા કામરી લોકોને જ રાજ્ય બોલાવે! વરસાદ ન પડે તો પોલિસ પાસે માર મરાવે, ને પડે તો દારૂની મહેફિલ!



## [ ૧૭ ] ખૂની ભપકા

રજવાડામાં લગ્નપ્રસંગની વાત વળી ઓર હોય છે. ધરમપુરની આદિવાસી પ્રજાનો લગ્નરિવાજ અને મહારાજાઓના લગ્નરિવાજોમાં આસમાન જમીનનું અંતર.

ધરમપુરના મહારાજાનાં મોટાં કુંવરી–ધનવંતકુંવરબાનાં લગ્નની સ્મૃતિ આજે પણ મનમાં કાયમ છે. ધનવંતકુવરબાને સૌ મોટાબાપા કહીને બોલાવે. મોટાબાપાનું વેવિશાળ કાશ્મિર નરેશ હીરાસિંહ સાથે થયું હતું. ધરમપુર જેવા નાનાં રાજ્યની કુંવરી કાશ્મિર જેવા 'અ' વર્ગના રાજા સાથે પરણે, એ રાજા અને રાજ્ય માટે ગૌરવરૂપ ગણાય. જેમ પરણવા આવનાર મોટો, તે પ્રમાણે તેને દહેજ પણ તેના દરજ્જા પ્રમાણે ચઢાવવી પડે. સ્વાગત પણ એ રીતેજ કરવું પડે. મહિનાઓ પહેલાં લગ્નની તૈયારીઓ થવા માંડે. રાજ્યના પ્રત્યેક અમલદાર, નોકરો ઉપરાંત ગામના પ્રતિષ્ઠિત માણસોને અલગ અલગ કામની સોંપણી થાય. લગ્નપ્રસંગે નિમંત્રિત રાજવીઓ, પ્રધાનો, અંગ્રેજ સરકારના પ્રતિનિધિઓ, અંગ્રેજ અમલદારો, મોટા મોટા વ્યાપારીઓ ને બીજા નાનામોટા મહેમાનો માટે રહેવાના ઉતારા, તેમના મોભા પ્રમાણે નક્કી થાય. એ કામ માટે રાજ્યમાં એક ખાસ રિયાસત ખાતું ચાલે, એનો ઉપરી રિયાસત અધિકારી કહેવાય. એનાં માર્ગદર્શન પ્રમાણે મહેમાનોની વ્યવસ્થા ગોઠવાય; મહેમાનોની સરભરામાં જરા

પણ ખામી આવે તો રાજની આબરૂ ઘટે, એટલે રિયાસત ખાતું આવા પ્રસંગે બહુ મહત્ત્વનું. ભેટસોગાદો લેવાની કે આપવાની હોય, કે કોત્રાઓ લખવાની, આમંત્રણ પાઠવવાના, સ્વાગત કરવાનું, મહેમાનને માટે તેમની ભિન્નભિન્ન રુચિયોગ્ય રસોડું ચનાવવાનું, તેમને માટે વિદેશી દારૂની વ્યવસ્થા કરવાની, મનોરંજન માટેની વ્યવસ્થા કરવાની; એવી અનેક વ્યવસ્થા રિયાસતી ખાતું કરે, તેમા આ તો કાશ્મિર નરેશ પરણવા આવવાના; પછી તો વાત જ શું કરવી? ધરમપુરની અરધી જેટલી આદિવાસ પ્રજાને ખેતી કે કામધંધો મૂકીને વેઠે આવવાનુ ફરજિયાત.

ગામમાં શણગાર અને રોશની માટે મુંબઇના ખાસ કોન્ટ્રાકટરો, ઘરેણાં માટે ઝવેરીઓ, કપડાં માટે સુરત-બનારસના જરીકસબના વ્યાપારીઓ ને એવા તો કંઇક પરચૂરણ વ્યાપારીઓના કાફલા, તેડયા-વણતેડ્યા આવી પડ્યા. શાકાહારી રસોઇ માટે સુરતના ખાસ રસોઇ-આઓ, મુગલાઇ રસોઈ માટે મુબઇના બબરચીઓ, વરઘોડા, ફુલેકા માટે સુરતનું રઝાક બેન્ડ, વડોદરાનું લશ્કરી બેન્ડ, વાસદા-સચીન રાજ્યના ખાનગી બેન્ડવાળાઓ ચિત્રવિચિત્ર પોષાકોમા પોતપોતાના રાજ્યની વિશિષ્ઠતા વ્યકત કરતા હતા સવારી માટે સોનાં રૂપાના અંબાડીવાળા ખાસ હાથીઓ છેક ઉદેપુરથી આવ્યા હતા. ડંકાનિશાન માટે ઊટો આવ્યાં હતા, ફુલેકા અને વરઘોડા વખતે પ્રત્યેક રાજના પાટમા ગાવા વાળી રામજણી, દેવદાસીઓ, સંગીતકારો, શહનાઇ-વાદકો પોતપોતાના શાર્ગિંદો સાથે આવ્યા હતા. જુદા જુદા મહેમાનોની સગવડ માટે જુદા જુદા રાજ્યમાથી મોટરો આવી હતી. એ સૌને રહેવાની જમવાની સગવડ માટેની વ્યવસ્થાની તો તમારે કલ્પના જ કરી લેવાની ! રાજ્યના મહેમાનો એટલે મહેમાનગીરીમા કશી ખામી આવે તો રાજ્યનું નાક કપાય. અદનામા અદના માણ-સની બધી જ સગવડો સાચવવાની તેની જવાબદારી.

રાજાનું લગ્ન એટલે આખા રાજ્યના પ્રત્યેક આદમીને ત્યાં પ્રસંગ હોય તેમ ગણાય. ખેડૂતો, વ્યાપારીઓ કોન્ટ્રાકટરો ને નાનામાં નાના નોકરવર્ગે, લગ્નનિમિત્તે રાજ્ય નક્કી કરે તે પ્રમાણે ચાંદલો આપવાનો. પ્રત્યેક ઘેર તોરણોનો શણગાર પોતપોતાના ખર્ચે ને પોતપોતાના મોભા પ્રમાણે કરવાનો. રાજમહેલ તો રોશનીથી ઝળહળી ઊઠયો હતો. લગ્નમંડપ માટે ખાસ મુંબઇના કોન્ટ્રાકટરોએ ભવ્ય સમિયાનો બાંધ્યો હતો. જમણ માટે ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. ધરમપુરની ઉત્તર સરહદ જ્યાંથી શરૂ થાય છે ત્યાંથી શરૂઆત કરીને ચાર માઈલના રસ્તા ઉપર ધજાપતાકાં બાંધી વચ્ચે વચ્ચે **स्वागतम्** ની ભવ્ય કમાનો અને રસ્તાની બન્ને બાજુનાં વૃક્ષો ઉપર વિવિધ રંગના વીજળી દીવાઓની રોશની વડે આખા ધરમપુરનું વાતાવરણ–કોઇ પરીપ્રદેશ, કોઇ સ્વર્ગની દુનિયા જેવું અદ્‌ભુત લાગતું હતું !

કુંવરી સાહેબાનું દિવસો પહેલાંથી રોજ રાત્રે ફુલેકું નીકળે. દરરોજ જુદા જુદા રાજાઓ, સગાંઓ પ્રધાનો વગેરે તરફથી ફુલેકું નીકળે. આજે વાંસદા નરેશ તરફથી, કાલે ગોંડલ નરેશ તરફથી, આતો મામા સાહેબનું ને આતો કાકા સાહેબનું ફુલેકું. એમ વીસ–પચીસ દિવસ સુધી ફુલેકાં નીકળે; રોજ રાત્રે બે હજાર માણસોનો પાંચ પકવાન વાળો ભવ્ય ભોજન સમારંભ થાય, અમે બ્રાહ્મણના છોકરાઓ અબોટિયાં અને રેશમી ખમીસ પહેરીને રોજ રાત્રે પીરસવા જઇએ, એટલે અમને પણ જલસા જ હતા !

લગ્નને કારણે પરચૂરણ વ્યાપારીઓ પણ પતરાં, કે પાલાંનું છાપરું ઊભું કરીને દુકાનો માંડી, પોતાનું ભાગ્ય અજમાવવા દૂર દૂરથી આવી પડયા હતા. તે જમાનામાં ત્રણ પૈસે શેર દૂધ મળતું પણ લગ્નને કારણે રાજ્યે તેના ચાર આના ભાવ બાંધ્યા હતા.

એટલે અમને પણ એ મહિનામાં સારી કમાણી થયેલી હવ પ્રમાણે પ્રત્યેક ચીજ મોંઘી કહેવાય છે કે લગ્નમા સીધુ, સામાન પહોચાડવામા ગામના એક મોદીકાકાને રૂપિયા સાતેક લાખ જેટલી કમાણી થયેલી, ને રાજ્યની વફાદારીપૂર્વક સેવા બજાવવા બદલ નગરશેઠનો ઈલ્કાબ આપવામાં આવેલો.

હવે પરણવા આવનાર મોટા રાજ્યનો કે ઊંચા કુળનો હોય તો જાતે પરણવા ન આવે, પણ પોતાના બદલે પોતાનું ખાંડું-તલવાર મોકલે. તેની સાથે રાજના ભાયાતો, ઠાકોરો, જાગીરદારો, અમલદારો, અને ધોબીથી માંડીને ગાંયજાઓ સુધીનો સમસ્ત રાજ્ય પરિવાર આવે. એનું સામૈયું થાય. પછી રાત્રે એ ખાંડાનો વરઘોડો નીકળે. એ વરઘોડાનું વર્ણન તો પ્રેમાનંદની કલમ જ કરી શકે; સૌથી પહેલો ગામનો ભંગી બ્યુગલ વગાડતો આગળ ચાલે, પછી ભાંડ ભવૈયાઓ મોટા મોટી ભૂંગળો વગાડતા નીકળે. પછી ઊંટ ઉપર ડંકાનિશાન, પછી રાજના ઘોડેસ્વારોની પલટનો, સિપાઈઓની ટુકડીઓ, જુદા જુદા બેન્ડવાળાઓ, જુદા જુદા મહેમાનોની વિક્ટોરીઆ ગાડીઓ, મોટરગાડીઓ, તો રાજાઓ રાજપાટમા, વરરાજાનું ખાડું સોનાની અંબાડી ઉપર ને તેનાં ખાસ સંગાઓ માટે રૂપાની અંબાડીઓ, પાછળ કુંવરી સાહેબાને ચઢાવવા માટેના ઝવેરાતો અને સાડીઓ ભરેલા સોનારૂપાના થાળો ઊંચકીને વડારણો લટકમટક કરતી ચાલે, બંદૂકોના ધડાકાઓ થાય, આતશબાજીની મિજલસ જામે, બેન્ડવાળાઓ પોતપોતાની ચીજ વગાડવાની હરીફાઈઓ કરે એ જોવા ગામ પરગામનું લોક ઉમટે, છતા ખૂબીની વાત એકે કોઈ ખિસ્સાકાતરું કે ચોર-ડાકુનો કોઈને ભય નહિ! રાજનો એવો ધાક, કે કોઈ પોતાનુ ભાગ્ય અજમાવવા અહીં ફરકે નહિ!

ચોઘડિયે વરઘોડો રાજદરબારમાં પધારે, પુરોહિતો સ્વસ્તિમંત્રો ઉચ્ચારે અને અગ્નિ સાથે વૈદિકવિધિ પ્રમાણે કુંવરીબાના

ખાંડા સાથે લગ્ન થાય ! ને વાજતે ગાજતે જાન વિદાય થાય. ગાડા ભરીને ભેટસોગાદો, ચાળીસ પચાસ દાસદાસીઓ, સેક્રેટરી, ડોક્ટર પણ કુંવરબા સાથે મોકલવામાં આવે !

કુંવરીબા સાસરે પધારે એટલે જેના ખાંડા સાથે લગ્ન થયાં હોય તેની સાથે ફરી લગ્ન થાય. ત્યાં પણ પાછા જલસાઓ જામે. ભેટ સોગાદો, ઈનામ ઈલ્કાબોની વહેંચણી થાય!

આમ અર્ધનગ્ન અર્ધભૂખી આદિવાસી પ્રજાના મહારાજા ગરીબ અજ્ઞાન અને ભોળી પ્રજાના રૂધિરભર્યા પૈસા વડે આવા ખૂની ભપકાઓ યોજીને 'વાહ વાહ' બોલાવે! તેમાં રાંક પ્રજાના નિસાસા એમને કાને શી રીતે સંભળાય!



નાનપણમાં હું સ્વભાવે તરંગી. મનમાં અનેક તરંગો એકલો બેઠો કર્યા કરું. કશુંક આકર્ષે તે બનવાની કલ્પના કરું. સમય સંજોગો બદલાતાં મારાં સ્વપ્નો પણ બદલાય. જૂની કલ્પનાઓ સરી પડે ને નવીન સ્વપ્નાંઓ આકાર લઈને મારી મનોસૃષ્ટિમાં ખડાં રહે અને પછી મારી એ કલ્પના સૃષ્ટિમાં હું એકલો જ રાચ્યા કરું.

એકવાર ધરમપુરમાં રામલીલા ભજવનાર મંડળી આવી હતી. તે જોવા ગામનાં સ્ત્રી પુરુષો ભેગાં થાય. અમારા મંદિરના ચોગાનમાં જ રોજ રાત્રે ભજવાય એટલે હું પણ રોજ જોવા જતો. સત્યવાદી હરિશ્ચંદ્ર, દ્રૌપદીવસ્ત્રહરણ, રાજા ભરથરી વગેરે ખેલો ભજવાય. બે ત્રણ પડદા, ચારેક લાકડાં, ગોઠવી રંગમંચ તૈયાર થાય. લગભગ આખું ગામ રામલીલા જોવા આવે. પૈસાનો ખર્ચ નહિ. તે જમાનામાં ન માઇક કે ન વીજળી દીવા. એકાદ બે પેટ્રોમેક્ષ હોય નટમંડળી એટલી સારી રીતે ખેલ ભજવે કે સૌ શાંતિથી જુએ. અવાજ પણ એટલો મોટો કે છેક છેવટના માણસ સુધી પહોંચે. દ્રૌપદીની કૌરવસભામાં લાજ લુંટાય. દ્રૌપદી નિઃસહાય, નિરાધાર છેવટે ગરૂડધ્વજ કૃષ્ણનાં શરણ માટે આક્રંદ કરે, આર્જવભરી રીતે આંસુઓ પાડી, ગાઈને, લાજ રાખવા મુરારિને વિનંતિ કરે; ત્યારે પ્રેક્ષકોની આંખોમાંથી પણ આંસુ વહે. સત્ય અને વચન પાલન માટે હરિશ્ચંદ્રને જે દુઃખ

સહન કરવાં પડે, રાજગાદી છોડવી પડે, રોહિતની ચિતા રચીને અગ્નિસંસ્કાર કરતી તારામતી પાસે ચાંડાલ બનેલા હરિશ્ચંદ્ર સ્મશાનવેરો માગે, તારામતી હરિશ્ચંદ્રને ઓળખી જાય ને ગુસ્સે થઇ દલીલ કરે, 'સત્યે તમને શું આપ્યું? એણે તમારું સર્વસ્વ હણી લીધું. રાજ ગયું, હું વેચાઇ, દાસી બની. નીચ ઘેર પાણી ભર્યાં, તમારે ચાંડાલની નોકરી કરવી પડે છે, છેવટે એકનો એક પુત્ર પણ ગુમાવ્યો છતાં તમે સત્ય અને ધર્મને વળગી રહેવાની વાત કરો છો, એને કોણ સત્ય કહે—જેણે આપણું સર્વનાશ કર્યું ને સત્યાનાશ વાળ્યું? હરિશ્ચંદ્ર છતાં એટલા જ દૃઢ છે. કર્તવ્યભ્રષ્ટ. થતા નથી. અને મરણવેરા લેખે ગેતી કકળતી તારામતી પાસે તેનું કફન લેવા તૈયાર થાય છે. તે દૃશ્ય જોતાં સમસ્ત મેદની આંસુ સારતી ભક્તિમાં તરબોળ બનતી.

હું હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી બનું, પ્રહ્‌લાદ જેવો ભક્ત બનું, રામ જેવો પિતૃભક્ત બનુ, એવા એવા અનેક તરંગો મનમાં આવતા. ક્યારેક રામલીલામાં જોડાઈ જવાની પણ ઇચ્છા કરતો. રાત્રે એકલો એકલો હરિશ્ચંદ્રનો, દુઃશાસન કે દ્વંદ્વયુદ્ધ લડતા ભીમનો પાઠ કરતો; નાટકનાં ગીતો ગાતો, ને સવાર પડતા સામાન્ય માણસ જેવો કદાચ એથીય ક્ષુદ્ર દશામા મારી જાતને રગડતો, ઈતર પ્રવૃત્તિમાં રચેલો જોતો ત્યારે મારા એ બધાં સ્વપ્નો અદૃશ્ય થઇ જતાં અને પછી સ્વપ્ન સૃષ્ટિ અને વાસ્તવિક જીવનનો ભેદ ઉકેલવાની મથામણ કર્યા વિના શેખચલ્લીની દુનિયામાં હુ રાચતો.

મારા બાળ સ્વભાવને વિદૂષક-રંગલાનું પાત્ર માથી વિશેષ ગમતું, "લચપચતા નવ લાડુ, નિત્ય જમવાની ટેવ પડી મુજને," ગાતો વિદૂષક જ્યારે રંગમંચ ઉપર હાસ્યના ફુવારાઓ ઉડાવતો "વ્હાલી વીજળીને કેમ લાગી વાર" એમ ગાતો ને લાડુ માટે લોકોના

સીવાં ઉઘરાવતો, ત્યારે ઘડીભર એમ થતું કે હું વિદૂષક બનું તો કેવું સારુ, રોજ લાડુ ખાવાના તો મળે !

ઉમર સાથે સ્વપ્નો પણ નવાં રૂપો લેતાં ગયા વલસાડ ધરમપુર વચ્ચે બસ સર્વીસ દોડે. તેનું સ્ટેન્ડ મંદિર પાસે. મોટરનો ઉસ્માન ડ્રાઇવર અસ્ત્રીબંધ કપડા ચઢાવી, આંખે ગોગલ્સ પહેરી, ગળે લાલ રૂમાલ લગાવી, મોઢામા હાથી છાપ સીગારેટ રાખી પાન ચાવતો જે અદાથી ને છટાથી મોટર હાકવા બેસતો ત્યારે મારો આદર્શ ઉસ્માન ડ્રાઇવર બની જતો. રેલગાડીના ગાર્ડને લીલી ઝંડી ફરકાવતાં, સીસોટી વગાડતા સફેદ વસ્ત્રમા કાળી હેટ પહેરેલો જોતો, ને મને ગાર્ડ બનવાનું મન થતું. આમ મારું તરંગી મન દૂર દૂરના અદશ્ય રઝળપાટે ચઢી જતું. વર્ગમાં શિક્ષક શિખવાડતા હોય ત્યારે મન કલ્પના સૃષ્ટિમા જ રાચતું. ભણતરમાં ચિત્ત ચોટતું નહિ. એ કારણે હું અભ્યાસમાં પાછળ પડવા માંડયો.



હાઇસ્કૂલમાં આવ્યો ત્યાં વળી નવી જ સૃષ્ટિમાં પ્રવેશ કર્યો. ક્રિકેટ રમવાનો મને ઘણો જ શોખ ઘર આંગણે દેવદારના પાટિયાનું બેટ, ચીંથરાનો દડો ને મંદિરની દિવાલ એ અમારા સ્ટંપ. હાઇસ્કૂલમા બીજા ધોરણમાં આવ્યા પછી સીઝન બોલ, ઈંગ્લીશ બેટ, સરસ મજાનું તૈયાર કરેલું ક્રીડાંગણ, પીચ ઉપર લીલી સુંદર મેટ પાથરી તેના ઉપર રમવાને મન ઘણું લલચાતું. પણ મારા જેવાને કોણ રમાડે? મેટ્રિક કે છઠ્ઠા ધોરણમા ભણનારાને જ એ તક મળે. મોટી ટીમ અને નાની ટીમ એમ હાઈસ્કૂલમાં બે ટીમ અલગ અલગ મેદાનમાં રમતી પરંતુ બનેમાંથી આપણો એકેયમા પત્તો ન લાગે. કયારેક નાની ટીમમાં રમવાનું મળે પણ મેચમાં તો કદી તક ન મળે. ધરમપુરમા વળી પ્રિન્સ ટીમ પણ ચાલે. પ્રિન્સ ટીમ અને હાઈસ્કૂલની ટીમ વચ્ચે અવરનવર મેચ ગોઠવાય ત્યારે હું માત્ર પ્રેક્ષક તરીકે મેચ જોવા જતો. એકવાર હું એવી મેચ જોવા ગયેલો. પ્રિન્સ ટીમનો એક ખેલાડી અચાનક કોઈ કારણે આવ્યો નહોતો એટલે એક ખેલાડી ખૂટતો હતો. પ્રિન્સ ટીમના ભાગે દાવ આપવાનો આવ્યો. મારા ફળિયાનો એક છોકરો પ્રિન્સ ટીમનો સારો ખેલાડી, તેણે અગિયારમો ખેલાડી તરીકે મને દૂરની ફિલ્ડીંગ પર મૂકયો. આપણે તો અતિ ઉત્સાહમા સરસ ફિલ્ડીંગ ક્ષેત્રરક્ષા- કરી. ઘણા ફટકા અટકાવી, ઘણા રન બચાવી આપ્યા. એ સરસ કેચ

કર્યા. ત્યારથી શાળાની ટીમમાં મને પ્રવેશ મળ્યો. ને એ મહિનામાં તો હું શાળાની મોટી ટીમમા પણ રમવા લાગ્યો. પછી તો સી કે. નાયડુ ને અમરસિંગ કે મરચન્ટ બનવાના કોડ જાગ્યા!

ક્રિકેટે જિંદગીમાં મને ઘણું આપ્યુ છે. શાળામાં પદ્ધતિસર તાલીમ આપનાર એક ચતુરંગી ટીમના જાણીતા કાબેલ ક્રિકેટ રમનારને સરકારે નીમ્યા હતા. તેમની પાસે મેં રીતસરની તાલીમ લીધી. તેમનો પ્રેમ મેળવ્યો, અને શાળામાં સારા રમનારા તરીકે જાણીતો થયો. છેવટે આઠમા ધોરણમા આવતાં જ હું ક્રિકેટની સીનિયર ટીમનો કેપ્ટન થયો. હું સારો બેટધર ને ચપળ ફિલ્ડર ગણાતો, કયારેક બોલીંગ પણ કરતો. ક્રિકેટના કેપ્ટન તરીકે અમારી ટીમને હું વલસાડ, વાપી, પારડી, બિલ્લીમોરા, ચીખલી ને ઠેઠ ઉદવાડા બોરડી સુધી લઈ જતો. કયારેક જીત મળતી તો કયારેક હારતા.

ઘણી વાર કટોકટી ઊભી થતી. નિરાશ થવાનો પ્રસંગ આવતો. કયારેક કોઈ ખેલાડીને ખોટું લાગતું, નાના મોટા એવા ઝગડા થતા. કયારેક હારવાની બાજી હોવ ત્યારે ગામ લોકો અમારી ઠેકડી ઉડાવે, તેમાં કેપ્ટનની તો બહુ બૂરી દશા. છોકરાંઓ તેનો હુરિયો બોલવે. કયારેક પથગય પડે, પરંતુ જીતીએ એટલે યશ પણ મળે. ક્રિકેટે મને જીવનમાં ઝઝૂમવાની શકિત આપી છે. મારા ચારિત્ર્યનું ઘડતર એક રીતે ક્રિકેટના મેદાનમાં જ થયું છે. આજે જ્યારે મૂંઝવણના પ્રસંગો આવે છે ત્યારે ક્રિકેટની રમતથી મળેલા અનુભવો ઉપયોગમાં આવે છે. કટોકટીમાં હું કદી નિરાશ થતો નથી. ગમે તેટલી મુસીબતમાં આત્માનો આનંદ ને મોંનું હાસ્ય કદી ઓછાં થયાં નથી. જિંદગીને ક્રિકેટની રમતની જેમ જ હું રમી જાણું છું. હાર–જીત એ તો ગૌણ છે. છેવટ સુધી શ્રદ્ધા ગુમાવ્યા વિના રમવું એ જ એનો મુખ્ય ધ્યેય. પરિણામ ગમે તે આવે. રમત રમી બતાવવી એ

જ મહત્ત્વનું, બીજું બધું ગૌણ ! દઢ નિશ્ચય, સાહસ, સંઘભાવના, શિસ્ત અને ખેલદિલી ક્રિકેટ જ મને શીખવ્યા છે. ક્રિકેટે જ મને ઉત્તમ મિત્રો પણ આપ્યા. ઘણો યશ આપ્યો, જીવન જીવવાનો કસબ શીખવ્યો.

ક્રિકેટની આ લગન મારા પિતાજીને જરાય પસંદ નહોતી. એનાં બે કારણો હતાં. હું અભ્યાસમાં હવે બેધ્યાન બનવા લાગ્યો હતો અને ચોથા ધોરણમાં બે વાર નાપાસ થયો. રજામાં મેચ હોય એ કારણે ઘરનું કામ કરવામાં બેદરકાર બન્યો. પિતાજી ઘણી વાર રમતના મેદાનેથી મને બોલાવી મંગાવે કયારેક બહેન બોલાવવા આવે તો, 'આવીએ છીએ.' એવું હુરકિયું કરી એને કાઢી મૂકું ને મોડો ઘેર જાઉં, એટલે બાપુજીનું મન મારા ઉપરથી ઊતરી ગયું. ઘણીવાર બાપુ રમવા જવાની ના પાડે છતાં એ બપોરે આરામ કરતા હોય ત્યારે કે ખેતરે ગયા હોય ત્યારે હુ છૂપો છૂપો રમવા ચાલ્યો જતો. બાને તો હુ શાનો બદું ! બા કંટાળે, ખાવાનું ન આપે તો હુ ભૂખ્યો જ સૂઇ જાઉં. પણ દીકરો ભૂખ્યો હોય ત્યાં સુધી બાને ગળે કોળિયો શી રીતે ઊતરે ? પંપાળતી આવે, હેત કરીને ખવડાવે, વાડકો ભરી દૂધ આપે કોઇને ત્યાંથી કશુંક આવ્યું હોય, સત્યનારાયણનો શીરો હોય, તે પોતે ન ખાય ને મારે માટે રાખ્યું હોય તે આપે. બે શબ્દો શિખામણના પણ આપે. ક્યારે બળાપો કરતાં બે'ક આંસુ ટપકાવે છતાં પથ્થર પર પાણી. સવારે એના એ જ રામ. સી. કે નાયડુ, મરચન્ટ, લાલા અમરનાથ, મારી મનોભોમના આદર્શ બન્યા હતા !

બાપુના અવસાન પછી તો મને ઘણી સ્વતંત્રતા મળી ગઈ. બા પણ હવે નાડુ કહેતી નહિ. હું એનું બધું કામ કરી આપતો. એટલે રોજ સાંજે ક્રિકેટ રમવા જવા દેતી, પરીક્ષામા પાસ થતો,

એટલે ખાને બહુ અસંતોષ નહોતો રહ્યો. રવિવારે કોઈ ને કોઈ ટીમ સાથે મેચ હોય જ. તેમાં બે મેચ જીવનની યાદગાર સુખદ સ્મૃતિ જેવી, મધરાતના તારાની જેમ એકાંત રાત્રીએ ચમકે છે.

એ વલસાડ સીટી ટીમ અને ધરમપુર વચ્ચેની રસાકસી ભરી મેચ હતી. ધરમપુર ટીમ તરફથી હું કેપ્ટન હતો. સુરત જિલ્લામાં વલસાડની ટીમ ઘણી મજબૂત ગણાતી. સિક્કો ઉછાળવામાં આવ્યો. હું ટોસ હાર્યો. એક દિવસની મેચ. તે દિવસોમાં ટોસ જીતનાર ફિલ્ડીંગ પસંદ કરે એટલે અમારે દાવ લેવાની વારી આવી. અમારી ચાર વિકેટ દસેક રનમાં ઊડી ગઈ હતી. અમારા સિવાય કોઈ એમ ધારતું નહિ કે અમે જીતીશું. અમને શ્રદ્ધા હતી કારણ કે અમારી ટીમ પણ કમાયેલી હતી. છતાં આવો કંગાળ દેખાવ કરીશું એવો તો ખ્યાલ જ નહિ. એટલે અમારી શ્રદ્ધા પણ ડગમગુ થઈ ગઈ. ત્રણેક જણા હજી સારા રમનારા હતા. તેના ઉપર બધો ભરોસો હતો પણ વલસાડના કાતિલ ગોલંદાઝો આગળ તેઓ પણ ટકી શકશે કે કેમ તેનો ગભરાટ પેઠો હતો. હું પાંચમો ખેલાડી હતો. અમારી ટીમનો આધારસ્થંભ, એક માત્ર આશા. પેડ પહેરી હું તૈયાર થયો. તાળીના ગડગડાટ વચ્ચે મને વિદાય મળી. અમારી ટીમનો વાઇસ કેપ્ટન અને સાગે બોલર મને ઠેઠ સુધી વળાવવા આવ્યો. ઉતાવળ ન કરવાની ને પહેલા જરા સ્થિર થવાની સલાહ આપી ને કહ્યું, 'હવે તું જ કંઇ કરે તો આબરૂ રહે, બાકી અગિયાર વિકેટની નામોશીભરી હાર નક્કી જ છે.' હું ધડકતા હૃદયે મેદાન ઉપર આવ્યો. લેગ વિકટ લીધી, બેટ વડે માપ લીધું, ફિલ્ડરોની ગોઠવણી જોઇને બેટીંગ લેવાની શરૂઆત કરું તે પહેલાં વિરુદ્ધ ટીમના કેપ્ટનને, 'Wish you good luck,' નો શિષ્ટાચાર કર્યો. ફરી તાળીઓ પડી. અમ્પાયરે બોલરને નિશાની કરી, હૃદયમાં હજી ગભરાટ હતો. છાતી ધડકતી હતી. પગ સ્થિર નહોતા. ઇશ્વરને મૂક પ્રાર્થના

કરી, આગરૂ રાખજો એવી વિનંતિ કરી. ને પહેલો બોલ સનસનાટ કરતો ઑફસ્ટંપ ઉપરથી ગેટને અડક્યા વિના પસાર થયો. એમ જરામાં ઊડતાં રહી ગઇ હું તો જોતો જ રહ્યો. શૂન્ય રને આઉટ થયો તો નાક જશે એટલે મરણિયો પ્રયાસ કરીને, જે થવાનું હોય તે થાય એમ હિંમત ભેગી કરી બીજા બોલને બે પગલાં આગળ જઇ પીચ ઉપરથી જ ઉપાડી લૉંગ-ઑનની બાઉન્ડરી ઉપર મોકલી આપ્યો. અમ્પાયરે બાઉન્ડરી જાહેર કરી. તાળીઓના ગડગડાટો થયા ને મારી બીક એ સાથે જ અદશ્ય થઇ પછી તો બીજો બોલ એ રીતે જ સ્ક્વેર લેગ ઉપર ફટકાર્યો અને પછી ઓવર ઉપર ઓવર વીતતી ચાલી. અમારા રનનો જૂમલો ઝડપભેર વધતો ચાલ્યો. વીસ, ત્રીસ, ચાળીસ, પચાસ. પૈસા ચૉકલેટની ભેટો વરસી. રને રને તાળીઓના ગડગડાટ શરૂ થયા. મારો સાથી પણ સરસ રમતો હતો, એ પણ જામ્યો હતો. અમારી ટીમ ઉત્સાહમાં આવી ગઇ હતી. સામી ટીમે ક્ષેત્રપાળી બદલી. લેગટ્રેપ ગોઠવી એટલે અમારી ટીમ ઓર ઉત્સાહમાં આવી, 'મરવાના' એમ કોઇક બોલ્યું. કારણ કે હું લેગનો બહુ અચ્છો ખેલાડી, ફટકો મારતા ભાગ્યે જ ભૂલ કરું, જરાક બૉલ બહાર ગયો તો સીધો લેગ બાઉન્ડરી બતાઉં. મારો અંગત જુમલો પાસઠ રન ઉપર પહોંચ્યો હતો. સદી હવે હાથ વેંતમાં, એવા ગલગલિયા થતા હતા. અમારા ગામના એક સદ્‌ગૃહસ્થે સદી કરે તેને માટે ઇનામ જાહેર કર્યું હતું. સામી ટીમના વ્યૂહ હું નિષ્ફળ બનાવતો હતો એ પણ થાકી હશે એટલે એક નવો બોલર અજમાવ્યો. એણે પણ લેગ સ્ટીક ઉપર જ મારો ચલાવ્યો. હુ અતિ ઉત્સાહમાં આવી ગયો હતો અને બાઉન્ડરી લગાવવાના લોભમાં બોલને ખોટી રીતે ફટકારવા જતા L. B. W. (લેગ બીફોર વીકેટ) થયો. અમારી ટીમનો વાઇસ કેપ્ટન મહમદ કાદરી મેદાન ઉપર દોડી આવ્યો. બીજા ખેલાડીઓ અને છોકરાઓ દોડી આવ્યા. મને ખભા ઉપર ઉચકી લીધો લોકોએ મને તાળીઓના ગડગડાટથી વધાવી

લીધો. અમે એ મેચ જીતી ગયા હતા તેમા મારો અંગત જૂમનો અકસ્માતનો થયો હતો.

પરંતુ મહિના પછી એ જ ટીમે વલસાડ રમવાનું અમારી ટીમને આમંત્રણ આપ્યુ. વલસાડ ટીમને એમની હાર ખૂંચતી હતી. એનું કલંક એમને ધોવુ હતુ. અમે પણ પૂરી તૈયારી સાથે વલસાડ મેચ રમવા, વિજેતાના ગર્વથી ગયા પણ અમારી ટીમની વિકેટ ટપોટપ પડી. હું પણ શૂન્ય રને પહેલે જ બોલે આઉટ થયો.

લચ પડવાની હજી વાર હતી અમારી ટીમના પૂંછડિયા ખેલાડીઓ રમતા હતા પણ પરિણામ બહુ આશા-જનક નહોતું. અમે થોડા મિત્રો, જરા વટેલા હોટેલમા જમવા જવા માટે ઉપડયા ત્યારે રસ્તે એક ક્રિકેટ રસિક જિજ્ઞાસુએ મેચ અંગે પૂછપરછ કરી ધરમપુરની ટીમ દાવ લે છે એ જ્યારે જાણ્યુ ત્યારે પૂછ્યું, 'પેલો ભીખુ દાવમા આવ્યો કે?' મે કહ્યુ, 'એ તો શૂન્ય રનમા આઉટ થઇ ગયો?' 'ચાલો ભલા ગઈ!' એમ કહેતા ખુશ થતો એ ચાલ્યો ગયો.

પછી ક્રિકેટની દુનિયામા જ હુ રાચવા લાગ્યો અભ્યાસમા પણ વિશેષ લક્ષ આપતો નહિ પરીક્ષા નજીક હોય તો પણ મારી મેચ ચાલુ જ હોય ને મેટ્રિકમા હુ નાપાસ થયો, બાની ઉમેદ ઉપર પાણી ફરી વળ્યુ એનો દીકરો મેટ્રિક પાસ થતા કયાક નોકરીએ લાગે તો એનો બોજો હળવો થાય એ આશા નાખીને બેઠી હતી પણ હુ મોટો થયો એટલે મને પહેલા જેવુ મારી શકે થોડી? કકળાટ કરે, કયારેક એકાંતમા આસુ સારે, પણ મને તેની કાઇ પડી હતી ? હુ મારી સ્વપ્નની દુનિયામા બેજવાબદારીથી વર્તતો હતો પાડોશના સૂરજ કાકી કહેતા, 'પાર્વતી, છોકરાને નગરશેઠને ત્યા ગુમાસ્તા તરીકે મૂકી દે દસ રૂપિયા પગાર મળશે'

મિત્રો ! રમત-તોફાન મસ્તીએ મને જીવનમાં ઘણું આપ્યું છે. જિંદગીને હું ક્રિકેટની જેમ રમી જાણું છું. હારજીત એ તો ગૌણ છે. રમવું, નિરાશ થયા વિના રમવું એ જ મહત્ત્વનું છે. હિંમત ખેલદિલી નિરાશામાં હસતાં રહી ઝઝૂમવાની કલા, સાચા દિલોજાન દોસ્તો, ને એવું તો ઘણુંક; પણ એથીય સવિશેષ એણે મારું ઘણું બગાડયું છે. કેવળ રમતલક્ષી વૃત્તિએ અભ્યાસકાળનાં જિંદગીનાં અમૂલ્ય વર્ષો બગાડયા છે. વીસ વર્ષે હું માંડ મેટ્રિક પાસ થયો, ને જ્યારે મારી જ મૂર્ખાઈનું મને ભાન થયું ત્યારે મોડું પણ ઘણું થઈ ગયું હતું. જિંદગીના બોજા ઊંચકવાના શરૂ થયા અને મારો અંદર રહેલો વિદ્યાવ્યાસંગ અટકયો।



## [ ૨૦ ] પ્રેમની જીત

માધ્યમિક શાળામાં હું એક જ રીતે જાણીતો હતો, તે રખડેલ–તોફાની વિદ્યાર્થી તરીકે ચાલુ વર્ગે વાતો કરતો, કોઇક છોકરાને પજવતો, કોઈકની પાછળ દોરીનુ પૂછડુ બાધતો, તો કોઈકના કોટ પાછળ, 'ગધેડો' ચાક કે પેન્સિલ વડે લખતો. આઠમા ધોરણ સુધી મારું સ્થાન વર્ગની છેલ્લી પાટલી ઉપર જ. શિક્ષક વર્ગમા લેસન ચલાવે અમે અમારી પ્રવૃત્તિ ચાલુ રાખીએ કોઇ છોકરો અમારી ફરિયાદ કરે તો શિક્ષક અમને પાટલી ઉપર ઊભા રાખે, ક્યારેક અગૂઠા પકડાવે તો ક્યારે ધોલ–ટપલા કે નેતરની સોટી, પણ એની અમને શરમ નહોતી એ બધું તો અમારે કોઠે પડી ગયેલું

શાળા ચાલતી તે દરમિયાન આઠે આઠ પીરિયડમા બેસી રહેવાનું અમારી તોફાની મંડળીને ફાવતુ નહિ નવા કે ઢીલાપોચા શિક્ષકના પીરિયડમા તો ચાલુ વર્ગે અમે મન ફાવે ત્યા રખડતા ખાસ કરીને ચિત્રકામ અને સંસ્કૃતના પીરિયડમા, વર્ગમા અમારી હાજરી ભાગ્યે જ હોય ચિત્રશિક્ષક વધુ પડતા ભલા અને ઉદાર હતા ચિત્ર દોરવા આપી ટેબલ ઉપર માથું નાખી ક્યારેક એકાદ ઝોકું ખેચી લેતા ત્યારે અર્ધો વર્ગ બહાર રમવા ચાલી જતો ગામડામા હાઇસ્કૂલોમા તે વખતે બધુ રેઢિયાળ ચાલતુ. શિક્ષકો

પીરિયડ શરૂ થાય પછી દસ-પંદર મિનિટે આવે, એમાં કોઈ અપવાદ ખરો, પણ સામાન્ય નિયમ તો મોડા જ આવવાનો. ક્યારેક શિક્ષકો એમના ઓરડામાં ગપાટે ચઢે તો પીરિયડ પૂરો પણ થઈ જાય. રીસેસ દસ મિનિટની પણ એ તો કહેવા પૂરતું. પટાવાળો પંદર મિનિટ પૂરી થયા પછી જ રીસેસ પૂરી થયાનો ઘંટ વગાડે ક્યારેક અમે રમતાં હોઈએ ને પટાવાળાને કહીએ કે ઘંટ જરા મોડો મારજે તો એ મોડો પણ મારે. એમાં કોઈને કશું અયોગ્ય નહોતું લાગતું. શાળાના હેડમાસ્તરને પણ! અમારા સંસ્કૃત શિક્ષક સ્વભાવે વધુ પડતા કડક એકાદ રૂપ કે શ્લોક ન આવડે તો એમનો વાણી-પ્રસાદ ચાલુ થતો, 'ભણી રહ્યો ભાઈ, ગોવાળિયામાં ઢોર ચાર તો બાપના પૈસા બચશે." વર્ગમાં રાજપુરોહિતનો છોકરો હતો તેને કહેતા, 'સંસ્કૃત, આવડી રહ્યું તને, આ કંઈ તાંબાના કળશિયા ઉપર નારયેળ મુકાવીને સત્યનારાયણની પૂજા નથી કરવાની. રાજાને છેતરીને આમ જ દક્ષિણા પડાવે કે?' એક વાણિયાના પુત્રને કહે; "ઘીના ડબ્બા વેચ તો તારો ઉદ્ધાર થશે" એક રજપૂતને કહેતા, 'ઘોડેસ્વારી કર. સંસ્કૃત કંઈ તારે માટે નથી." આવો વાણીપ્રસાદ તો અમને રોજ રોજ મળતો. વધુ ગુસ્સે થતા ત્યારે પાંચ-સાત સોટી લગાવી દેતા. અમને ભણાવવા કરતાં એમને મારવાના પ્રસંગો જ એટલા ઊભા થતા કે છેવટે કંટાળી જતા ત્યારે ખુરસી ઉપર બેસીને જ બાજુના છોકરાને હુકમ કરતા, "લગાવ તો ચાર ધોલ એને." છોકરો જો કાચોપોચો હોય ને ધોલ જરા ધીમે લગાવે તો પછી એનું જ આવી બનતું ગુનેગાર છોકરાને પછી આઠ ધોલ લગાવવાનો હુકમ કરતા ને પેલો બિચારો નિર્દોષ ટીપાઈ જતો. એમનો આવો સ્વભાવ જાણી છોકરાઓ વાત કરતા કે એ તો દારૂ કે તાડીની એક પ્યાલી દરરોજ ચઢાવે છે પછી જ શાળામાં આવે છે એ રજપૂત હતા એટલે પીવામાં વાંધો નહિ એ કારણ પણ હશે! પણ એમનો અમને પુષ્કળ ધાક. એમના પીરિયડમાં તોફાન તો થાય જ શાનું? એ ઘણા

પ્રામાણિક. કદી કોઈના ઉપર ખાર ન રાખે. કે પક્ષપાત ન કરે. ટયુશન ન કરે. પરીક્ષાનાં પરિણામમાં પણ એ તટસ્થ ઘરે જઈએ તો એ પ્રેમથી બોલાવે. નિશાળમાં હતા એ શિક્ષક જ નહિ ! આજે પણ અમારા મિત્રો ધરમપુર જાય તો એમને મળવા જાય એમનો રોષ અમારા મનમાં કદી વસ્યો નથી. છતાં એમના પીરિયડમાં અમારી મંડળી ઘણીવાર ભાગી જતી. એમને બીજે દિવસે ધ્યાનમાં આવે તો બે-ચાર લગાવી દે. પણ એની તો અમને પડી જ ક્યાં હતી ?

ભાગવાની પ્રવૃત્તિમાં અમે શાળા દરમિયાન અનેક કાર્યક્રમો યોજતા, પ્રત્યેક ઋતુનાં ફળો અને ઋતુ ઋતુની રમતોનો આનંદ અમે લૂંટતા. આમલી, બોર, જાંબુ, આમળાં શિયાળાની ઋતુમાં તો ઉનાળામાં કેરી, જાંબુ, કરમદાં અને બડોલાં (બોરસલ્લીના પાકાં ફળ) .અમે પેટ ભરીને ખાતાં, ખવડાવતાં, ગજવાં ભરીને શાળામાં લાવી લહાણી પણ કરતા.

એક વાર શિયાળામાં વ્યાયામના પહેલા જ પીરિયડમાં અમારી ટોળકી આમલી ખાવા ઊપડી. શાળાથી થોડે દૂર રસ્તાની બાજુમાં જ આમલીનું ઝાડ. અમારા હેડમાસ્તર અકસ્માત જ એ રસ્તેથી પસાર થતા હતા. તેમણે બે ત્રણ છોકરાને આમલી નીચે ઊભેલા જોયા. હું અને બે'ક મિત્રો ઉપર ચઢ્યા હતા. આમલીના મોટા પાકા કાતરા ખાતા હતા તો ગજવામાંય ભરતા હતા. થોડાક નીચે ફેંકતા હતા. હેડમાસ્તર આમલી પાસે આવ્યા. અમને ઉપરથી ઉતાર્યા. ને શાળામાં લઈ ગયા. આમલી ઉપર ચઢનારાને એમણે દસ પંદર સોટી ફટકારી, બીજાઓને થોડી ઓછી શિક્ષા કરી, શિયાળાની સવારની ઠંડીમાં સોટીથી હાથ લાલચોળ થઈ ગયા હતા. અમે થૂંક લગાડીને ચમચમતા હાથની પીડા ઓછી કરતા. ને દરેક સોટીએ શરીરને વાંકું વાળી દુઃખ વ્યક્ત કરતા, ફરી નહિ કરીએ એવી

કૂદી કરતા પણ તે દિવસે હેડમાસ્તર વધારે ગુસ્સે થયા હતા. તે ાણે અમને સારો એવો સોટીપાક જમાડ્યો! અમારા જેવા નઠોર ર સોટીની અસર પણ કેટલી ઘડી? સોટી ચમચમ તો વાગી પણ ા ધમધમ ન આવી તે ન જ આવી! અમે વળી બીજાં તોફાનોની ાના ઘડવામા સોટીને પાછા ભૂલી જતા.

અમે આઠમા ધોરણમાં હતા ત્યારની આ વાત છે. ભણવાનું ગમતું જ નહિ, એટલે અમારી મંડળી રોજ શાળા પાસે આવેલી ામાહેગની વાડીએ વિલાયતી આમળાં ખાવા ઉપડી જતી. વાડી ફરતે ાળના કાંટાની વાડ હતી. આખા ધરમપુરમાં માત્ર એમની જ ીમા વિલાયતી આમળાંનું ઝાડ. આમળાં અમને બહુ ભાવે એટલે ાાં બે ત્રણ જગ્યાએ છીંડાં પાડેલાં, વાડીના રખેવાળા ભૈયાને ી ખબર પડેલી એટલે એણે અમને પકડવાનો નિશ્ચય કર્યો હતો. આમળાના ઝાડ ઉપર ચઢ્યો. નીચે બે મિત્રોને આમળાં તોડીને પતો હતો. ત્યાં કોઇકે બૂમ મારી, "મરી ગ્યા, ભૈયો આવે છે." ઝાડ ઉપરથી જ કૂદ્યો. દસેક ફૂટ ઉંચાઇએ હું હતો. વિલાયતી ામળાનું ઝાડ બહુ ઊંચું પણ નહોતું, પણ કૂદતાં ગ્યેતું એક ાખું મારા બે પગ વચ્ચે ભરાયુ. ડાળી બરડ તે કડડ કરતા ાને પડી ભૈયાને સાથે જે ભાગી ગયા હતા તે મિત્રો પણ બહાર ઇ શકયા નહિ ભૈયાએ દરેક છીંડા ઉપર માણસ મૂકયા હતા. મે પકડાયા ને ભૈયાએ તો ગાળો ને સોટીનો માર શરૂ કર્યો; **आमला खावन आवप! बापका माल होयन है तुमारे?'** ાતો, ડાળખું મારી પાસે ઉંચકાવી, ડાંગ પછાડતો, અમને પોલીસ ાણે લઇ જવાની ધમકી આપતો લઇ ચાલ્યો. અમારું સરઘસ ાક ઉપર આવ્યું. હજી રીસેસ પૂરી નહોતી થઈ એટલે છોકરાઓએ મને જોયા. જોયા કે મોટું ટોળું, "ભૈયાજી છોડ દો"ની બૂમો મારતું યાજીને પજવતું, કયારેક કાંકરા મારતું અમારી પાછળ કિલકારીઓ

કરવું આવતું હતું. ભૈયાજીનો ગુસ્સો ઓર વધતો તે અમને એક બે લપડાક ચોડીને હાલવતો, "અબ પોલિસ થાણે સોપત હૈં." કહેતો ત્રણ માણસો ને જમાદાર જેવો પોતે, જાણે અમને કેદીની જેમ પકડીને લઇ જતો હતો. અમારા તો હાજાગગડી ગયા હતા. પોલિસનું નામ સાંભળતાં ભલભલાને બીક લાગે એવો તે જમાનાનો પોલીસનો ત્રાસ, તેમાં દેશી રજવાડાની પોલીસ, ને ગજાના કાકાની વાડીમાં ચોરી; ભયંકર ગુનો! જેલમાં જવાના સોદા. એ વિચારે આંસુ સારતાં ભૈયાને વિનંતિ કરતા હતા. આ બધી ધાંધલ ને બૂમબરાડા સાંભળીને અમારી શાળાના આચાર્ય બહાર આવ્યા તેમણે ભૈયાજીને બોલાવી મંગાવ્યા પણ ભૈયાજી શેના માને? થાણે લઈ જવાની એણે તો જીદ પકડી હતી. અમે ચાલતાં અટકયા તો બાવડું ઝાલીને ખેંચવા લાગ્યા. અમારા આચાર્ય ત્યાં આવ્યા. ભૈયાજીને સમજાવ્યા અમે ફરી એવું નહિ કરીએ તેની ખાતરી આપી. યોગ્ય શિક્ષા કરવાનું કહીને ભૈયાજીને વિદાય કર્યા. ને અમને ત્રણ તોફાની બારકસોને એમની ઑફિસમાં લઈ ગયા. અમારો ગુનો તો હતો જ. ખૂબ માર પડશે, શાળામાંથી કાઢી મૂકશે તો ઘેર શી વલે થશે! બા યાદ આવીને મારાથી રડી દેવાયું!

પણ આ આચાર્ય નવા જ આવેલા. વળી માનસશાસ્ત્રના અભ્યાસી. શિક્ષા કરવાના વિરોધી, એમણે, "શાળા છોડીને આમ પારકી વાડીમાં ન જવાય. એવી થોડી શિખામણ આપી, તમે બહુ મોટો ગુનો કર્યો કહેવાય. ગુનાની શિક્ષા તો કરવી જ પડે." અમે ડોકું ધુણાવતા બધું જ કબૂલ કરતા હતા. તેમણે કહ્યું, "બોલો શું શિક્ષા કરું?" અમે તો સનમૂન થોડીવાર એક બીજા સામું જોતાં ઊભા રહ્યા, એટલે કહે, 'તમે કહેશો તે જ શિક્ષા કરીશ. આજે જાવ, કાલે બરોબર વિચારીને આવજો ને મને મળજો' અમારે માટે તો આ એક વિચિત્ર અનુભવ હતો. આવું તો કદી સ્વપ્ને પણ નહોતું ધાર્યું.

હું ઘેરે ગયો. રાત્રે ઊંઘ ન આવી. મારી જાત ઉપર મારે જ શિક્ષા કરવાનો આ તો ગજબનો કોયડો ઊભો થયો મેં અનેક વિચારો કર્યા. આખો દિવસ અંગૂઠા પકડવાનું કહુ ? એક અઠવાડિયું વર્ગ બહાર કાઢો, પચ્ચીસ સોટી મારો. એમ મન વિચારે ચઢ્યું. પણ ગુના પ્રમાણે બધી જ શિક્ષા ગૌણ લાગતી હતી, ભારે શિક્ષા સૂઝતી નહોતી

બીજે દિવસે ફરી આચાર્યની ઓફિસમાં હાજર થયા બોલો શું શિક્ષા કરવાનુ નકકી કરી લાવ્યા ?' બીજા બેની પણ મારા જેવી જ સ્થિતિ હતી. કોઈ કશો નિર્ણય નહોતું કરી લાવ્યું. એટલે કહે, 'સારુ આજે જાવ, કાલે ફરી નકકી કરી લાવજો.' ને આજ સ્થિતિ બીજે દિવસે પણ થઇ. આ તો ભારે દુઃખ ઊભું થયું. આખો દિવસ ને રાત્રે પણ શિક્ષાના જ વિચાર આવે, રાત્રે ઊંઘ પણ ન આવે. આમ શિક્ષાના વિચાર કરવાની શિક્ષા તો પેલા સોટીના માર, અરે બીજી કોઇ પણ શિક્ષા કરતાં ભારે લાગી. છેવટે કંટાળ્યો, થયું કે આમાથી હવે છૂટું તો સારું ! આ તે શી લપ ? બે-ચાર ચોડી દેત કે રૂપિયો દંડ કરત તો સારું થાત ! છેવટે કંટાળી આચાર્યશ્રીને કહ્યું, 'તમારે જે શિક્ષા કરવી હોય તે કરો' પણ આચાર્ય તો એકના બે ન થયા. છેવટે કહી નાંખ્યુ, 'આખો દિવસ, અંગૂઠા પકડાવો.' જો કે આ શિક્ષા તો અમારે માટે ઓછી જ હતી ! પણ અમારે તો આ માનસિક ત્રાસમાંથી છૂટવું હતું.

પણ અમારી કલ્પના કરતાં બન્યું જુદુ જ ! આચાર્યે બહુ જ મમતાથી મારે માથે હાથ ફેરવ્યો ને કહ્યું, 'ફરી આવું ન કરશો, હું તમને સૌને તમારો ગુનો માફ કરું છુ. તમે સારા વિદ્યાર્થી બનો, નિશાળમાં અભ્યાસ નહિ આવડે તો ચાલશે. તમે સદ્‌ગુણી બનશો તો મારે માટે ઘણું છે.' મારી આંખમાં આંસુ આવી ગયાં. પ્રાયશ્ચિત્ત પૂરું થયું. એમની કરુણાગંગામાં નહાઇને હું પવિત્ર બન્યો. શિક્ષા

કરતા પ્રેમ જીરવવો કેટલો અઘરો છે, દંડ કરતા દયા કેટલી શક્તિશાળી છે, તેનો પ્રથમ અનુભવ થયો અને એ નવા આચાર્ય મારી જિંદગીના કાયમના રાહબર બન્યા અંધકારમા એણે પ્રકાશ આપ્યો માનીમા એણે માનવતાની મહેક પૂરી હુ મૂર્ખ છુ એનુ ભાન કરાવ્યુ ને એમનો હુ શિષ્ય બન્યો એમને હૃદયપૂર્વક પ્રણામ કર્યા **शिष्यस्तेऽहम्** નો હૃદયે સ્વીકાર કર્યો

ગુરો હે ! તમે મને શુ નથી આપ્યુ ! અને તમારી પાસે મે શુ નથી લીધુ ? મને રખડુને, તમે માર્ગ બતાવ્યો મઢને તમે માનવ ઘડવા પ્રયત્ન કર્યો આજે પણ એટલો જ મૂર્ખ છુ છતા મૂર્ખ છુ એટલી સમજ આપી હૃદય ઉપર વળેની રાખને ફૂકીને સદ્દવૃત્તિને જગાડી નિર્બળ છુ, અલ્પ છુ એની લઘુતાગ્રંથિ ખખેરીને ખુમારીપૂર્વક જીવન જીવવાની કલા શીખવી, મારામા જે કઈ સારુ છે તે તમારુ છે જે નિર્બળતા છે તે મારા પોતાની છે તમારુ ગુરુઋણ અદા કરવાની મારી વાણીમાં શક્તિ પણ કયા છે? તમને તો પ્રણામ જ ઘટે

હું નવમા ધોરણમા હતો ત્યારે મને ટાઇફોઇડ થયેલો ધરમપુરમા એક સરકારી દવાખાનુ, દવા વગેરે બધુ મફત મળે બે ડૉક્ટરો પણ એક ડૉક્ટર તો હમેશા મહારાજાની તહેનાતમા જ રહે બીજા ડૉક્ટર હતા પણ તે સ્વભાવે આળસુ, ગામમા માદુ હોય ત્યારે વિઝીટે જાય પણ પ્રજા પાસે એમને વિઝીટ ફી લેવાનો અધિકાર નહિ ગામમા બીજો કોઈ જ ડૉક્ટર નહિ એટલે બધાને એ ડૉક્ટરની જ ગરજ. એમની તુમાખી પણ સહન કરી લે સામાન્ય માણસને ત્યાં ગંભીર કેસ હોય તો પણ ન જાય રાજ્યના અમલદાર અને થોડાક ભદ્ર લોકોને એ સાચવી લે પછી આમ જનતાની એમને શી પડી હોય? એમની ફરિયાદ સાભળે કોણ ? એમને તો બિચારાને હકીકત

કડી દવાખાનેથી જ દવા આપે તે લઈ આવવાની દવાખનામાં પણ ખાસ્સી ભીડ રહે એટલે ડૉક્ટર પણ ગાભણ્યું ન સાભળ્યું, તપાસ્યુ ન તપાસ્યું કે દવા ચીતરી આપે. ને પેલો બિચારો જે આપે તે લાચારીપૂર્વક લઈ જાય

અરવાડિયુ દવા પાયા પછી પણ મને તાવ ન ઉતર્યો. બા બિચારી ત્રણ-ચાર વાર ડૉક્ટરને ઘેર જઈ મને ઘેર તપાસી જવા વિનંતી કરી આવી. પણ ડૉક્ટર શેના આવે ? ગરીબને ઘેર આવે પણ કોણ ? એની કિંમત પણ કેટલી ? ગામના ભદ્ર લોકો પાસે સરકારી નિયમ પ્રમાણે પૈસા તો લેવાય નહિ, પણ પૈસા સિવાય ભેટ સ્વરૂપે પણ કંઈ ને કંઇ મેળવવાનો લોભ અહીં તો એ આશા પણ નહીં માગ આચાર્યશ્રીને મારી માંદગીની ખબર પડી. તેઓ મારે ઘેર આવ્યા મારે માથે હાથ ફેરવ્યો. બા પાસે ડૉક્ટરને બે-ત્રણ વાર બોલાવવા ગયેલી છતાં ન આવ્યા તે વાત સાંભળી અને સાજે આચાર્યશ્રી જાતે ડૉક્ટરને લઈ ઘેર આવ્યા. પછી તો આચાર્ય દરરોજ ઘેર આવતા મેટ્રિક વર્ગમા ભણતા બે મોટા વિદ્યાર્થીઓને નિયમિત સવાર સાજ ઘેર આવી દવાને બીજી ચીજવસ્તુ લાવવાનું એમણે સોપ્યુ હતુ તેઓ આવીને બધું કામ કરી જતા મારી સારવાર કરતા. વળી ડૉક્ટર પણ આતરે દિવસે નિયમિત આવતા ધરમપુરમાં મોસબી ન મળે એટલે આચાર્યશ્રીએ વલસાડથી નિયમિત મોસબી આવે તેનો પ્રબંધ કર્યો હુ સાજો થયો. શાળામાં આવવાનું શરૂ કર્યું, કે આચાર્યશ્રીએ તરત જ પૂછ્યું, 'હવે કેમ છે ભાઈ?' એમના પૂછવામા જે મમતા હતા આખમા જે પ્રેમ નીતરતો હતો તે મારા હૃદયને સ્પર્શ્યો, અતર રડી ઊઠ્યુ. આવા પ્રેમાળ એ મારા ગુરુ એને જિંદગીભર શી રીતે ભુલાય?

*

[ ૨૧ ]

## 'કોની જીત થઈ ગઈ પલમાં ! કો સબ હાર ગયું !'

પ્રેમની જીત કેટલી ચિરંજીવી હોય છે? શારીરિક શિક્ષાથી બાળક કેવો નઠોર બને છે તેનો અનુભવ જિંદગીમાં પહેલી વાર થયો. જેની પાસે તમારે કશુંક ગ્રહણ કરવાનું છે તેમના પ્રતિ પ્રેમ જાગે પછી એમની બધી જ વાત સરળતાથી સમજાય. હૃદય, સામા હૃદયની ભાષા સમજતું થાય છે. વાણી ત્યાં મૌન હોય છે. જેના પ્રત્યે પ્રેમ થયો. તેનું બધું જ આપણને ગમે, કશું ય અરુચિકર ન લાગે. એની પ્રત્યેક વાત, અરે એનું બોલવું, ચાલવું, પહેરવું બધું ય સારું લાગે. દુર્ગુણો કે નબળાઈ પ્રતિ ધ્યાન પણ ન ખેચાય. એટલું જ નહિ આપણું કોઇક વર્તન આપણા પ્રેમપાત્રને નહિ ગમે, તેવું વર્તન કરતાં હૃદય ખચકાય છે. એને અરુચિકર એવુ કશુ ય ન થાય, એવી ભાવના આપોઆપ જાગે છે. પોતાની ભૂલો માટે પ્રાયશ્ચિત્ત થાય છે. જિંદગીની દિશા મળી જાય છે.

આમ નવા આચાર્યશ્રીનું બધું જ મને ગમતું આઠમાં ધોરણમાં એ ઇતિહાસ અને ગુજરાતીના વિષયો લેતા. અનેક દૃષ્ટાંતો દ્વારા સરળ શૈલીમા એ કાવ્ય શીખવતા ત્યારે હું રસ સમાધિમા તરબોળ થઇ જતો કોઈ વિદ્યાર્થીને એ પ્રશ્ન પૂછતા જો ન આવડે તો કદી ખીજવાતા નહિ. તેને મહેનત કરવા સમજાવતા, ન આવડે તો

ફરી સમજાવતા અને કહેતાં, 'કોઈ છોકરો અભ્યાસમાં નબળો હશે તેની મને ફિકર નથી, સુંદર ચારિત્ર્ય એ જ મારે મન મહત્ત્વની વસ્તુ છે. આ શાળામાંથી તમે સંસ્કારી, ચારિત્ર્યશીલ બનીને જાવ એને જ મારી મોટી મિલ્કત ગણું છું.' આવું આવું તેઓ અમને ઘણીવાર કહેતા, ત્યારે તેઓ આચાર્યની કે કોઈ વડીલની, અધિકારી અદાથી પોપટિયા સૂત્રો બોલતા હોય એવું કદી અમને લાગતું નહિ. એમનો પ્રત્યેક શબ્દ હૃદયમાં અવનવાં આંદોલનો જગાડતો. હું પણ આદર્શ, ચારિત્ર્યશીલ સંસ્કારી માણસ બનું તે માટે કૃતનિશ્ચય બન્યો.

ઇતિહાસનો પીરિયડ કોઈ નવલકથાની વાતો સાંભળતા હોઈએ તેમ આનંદમાં ક્યાં પસાર થતો તેની ખબર ન પડે. મરાઠા યુગના શિવાજી, નાનાફડનવીસ કે બીજા પેશ્વાના બહાદુરીભર્યાં પરાક્રમોની વાત હોય, બ્રિટિશ યુગની જુલમજહાંગીરીની વાત હોય કે સ્ટુઅર્ટ હેનોવર વંશના દૈવી સત્તામાં માનનારી બ્રિટનના રાજાઓની વાત હોય, એમના પીરિયડમાં કદી કંટાળાનું નામનિશાન નહિ. એમણે શીખવેલા અનેક પ્રસંગોની આજે પણ મારા મનમાં ચિરંજીવી છાપ રહી છે, શિવાજીનાં પરાક્રમોની વાતો કહેતાં કહેતાં તેઓ ભાવાવેશમાં ડૂબી જતા અને અમે એ રસપ્રવાહમાં ખેંચાતાઃ 'શિવાજી મૂંઝવણ ભરી પરિસ્થિતમાં છે. અફઝલખાન મોટા લશ્કર સાથે શિવાજીને પકડવા આવ્યો છે. શિવાજી ખુલ્લો સામનો કરે તે સ્થિતિમાં નથી. રાષ્ટ્રના ઇજ્જતનો સવાલ છે. હિંદુધર્મના રક્ષણનો સવાલ છે. મા ભારતીની અસ્મિતાનો સવાલ છે શિવાજી પાસે નથી માણસો, નથી પૂરતાં શસ્ત્રો, એક જબરજસ્ત તાકાત સાથે એ એકલવીરે સામનો શી રીતે કરવો તે પ્રશ્નની મૂંઝવણ ખડી છે. છેવટે માના ભવાનીનું શરણ શોધે છે. 'મા, તું રસ્તો બતાવ.' એમ કહેતાં ભવાની ભક્ત શિવાજી માતાભવાનીની મૂર્તિ આગળ આંસુભરી આંખે ને આર્જવ-

ભરી વાણીમાં સાષ્ટાંગ પ્રણિપાત કરે છે. મા ભવાની ખુશ થાય છે. એમને તલવાર ભેટ આપે છે. શિવાજી નતમસ્તકે તેને સ્વીકારે છે ને ધર્મયુદ્ધ માટે નીકળી પડે છે. શિવાજીની માતા જિજાબાઈ ખાધાપીધા વિના પુત્રનું રક્ષણ કરવા મા ભવાનીની મૂર્તિ સમક્ષ બેઠી, આખી રાત પ્રાર્થના કરતી બેસે છે. શિવાજી વિજય કરીને આવે છે. ને માતાના ચરણમાં માથું ઢાળે છે.' ત્યાં ઘંટ પડે છે. વિદ્યાર્થીની આંખોમાં આંસુ ઉભરાય છે ને આચાર્યશ્રી વર્ગ છોડે છે. એકાદ છોકરો બોલી ઊઠે છે, 'હદ કરી !' ઇતિહાસ શીખવતા એ શિવાજીના પવાડાઓ ગાય, તુકારામ રામદાસ વગેરે મહારાજની વાત કરે, સાથે દેશની વર્તમાન સ્થિતિની પણ છણાવટ કરતા જાય. અને એ આખો વિષય અમારા હૃદયમાં એવો અંકિત થાય કે કદી ઇતિહાસનું પુનરાવર્તન કરવાની અમને જરૂર ન પડે.

હવે અભ્યાસ કરવાની મારી ધગશ વધી. નવું નવું વાચવાની અને જાણવાની જિજ્ઞાસાવૃત્તિ જાગી. હું ઠોઠ છું, મને કશું નથી આવડતું એવી લઘુતાગ્રંથિ દૂર થઈ. જીવનને એક જુદો જ વળાંક મળ્યો. નવી દિશા લીધી, એ દિશા બતાવનાર, આડેપાટે ચડેલી વૃત્તિને માર્ગે વાળનાર ભોમિયો મળ્યો; મારી જે છૂપી શક્તિ હતી તે જાગૃત બની. શ્રદ્ધાના દીપકને સંકોરનાર એક જ્યોતિર્ધર મળ્યો ! ગભરુ ઝરણાને સિંધુની રટણા જગાવનાર પ્રવાસીનો સંગ થ મળ્યો !

જીવનનાં વહેણને યોગ્ય માર્ગે વાળનાર મારા જીવનને અધ:પતનમાંથી રોકનાર એક બીજી વિભૂતિનો સહારો પણ મળ્યો એ જ અરસામાં ધરમપુરમાં મુનિ શ્રી જ્ઞાનચંદ્રજી ચાતુર્માસ ગાળવા પધારેલા. ધરમપુરની પ્રજાને એમની વાણીનું ઘેલું લાગેલું. ખુદ ધરમપુરના મહારાજા પણ બીજા શ્રોતાઓની જેમ જાજમ ઉપર બેસીને એમનું કથાશ્રવણ કરતા. મુનિશ્રીએ સર્વધર્મનો તુલનાત્મક અભ્યાસ કરેલો.

એટલે પ્રત્યેક ધર્મનું સત્ તત્ત્વ, સર્વધર્મ સમભાવ એ જ એમની કથાનો વિષય, જૈન, ધર્મના પ્રખર વિદ્વાન છતાં સંકુચિત ધર્મશ્રદ્ધાના વિરોધી ઈસ્લામ, ખ્રિસ્તી, હિંદુ, બૌદ્ધ એમ અનેક ધર્મોની ખૂબીઓ એમની પ્રાસાદિક શૈલીમાં એ રજૂ કરે. અનેક દૃષ્ટાંતોથી વિષયને રસિક બનાવે. વચ્ચે વચ્ચે સંસ્કૃત સુભાષિત, કબીર મીરાં, તુલસીદાસનાં ભજનોની પંક્તિઓ એમના પહાડી અને કેળવાયેલા કંઠે ગાય, પોતે પણ કવિ હતા. સંગીત જાણકાર એટલે સમસ્ત શ્રોતાવર્ગ એમની વાણી પ્રવાહ તલ્લીન બની એકચિત્તે સાંભળતા પ્રજાધર્મ સાથે સાથે રાજધર્મની વાત કરે. રાજા દેખતાં જ રાજાની નબળાઈઓને હસતાં હસતા કહી દે. એટલે જૈન સિવાય હિંદુઓ, મુસલમાનો પણ સારી સંખ્યામા કથાશ્રવણ કરવા આવે.

આવા એક સમર્થ સતને અમારા આચાર્યશ્રીએ શાળામાં વ્યાખ્યાન આપવા માટે નિમંત્ર્યા. મુનિશ્રી જ્ઞાનચંદ્રજીએ (સંત બાલજીના ગુરુ) વિદ્યાર્થીજીવનમાં ચારિત્ર ઘડતર વિશે અનેક વાતો એમની ઋજુ અને પ્રાસાદિક વાણીમાં અમને કહી. એમની વાણીપ્રવાહમાં હું તરબોળ બની ગયો, તેમણે કહ્યું, 'તમે બધા અહીં ભણો છો, તમારાં મા-બાપ, તમે સુખી બનો, ચારિત્ર્યશીલ બનો, એમનું પેટ વગોવાય નહિ એ આશાએ તમને અહીં મોકલે છે. તમે કદી તમારા હૃદયને પૂછ્યું છે કે મા-બાપે રાખેલી અપેક્ષાને તમે વફાદારીપૂર્વક અદા કરો છો? કોઈ ગરીબના દીકરાઓ પણ હશે, કોઈની મા વિધવા હશે, દીકરાને ભણાવવા તમારી મા શું શું દુઃખ સહન કરતી હશે? સંતાનો એનાં એ બલિદાનને જ યાદ કરે તો એ કદી અયોગ્ય પગલું નહિ ભરે' એ શબ્દો સાંભળતાં મારી વિધવા માની કરુણા-મૂર્તિ આંખ સામે ખડી થઈ થઈ. દિવસ રાત કાળી મજૂરી કરતી, ગાયભેંસનાં છાણવાસીદા કરતી, ખેતરેથી ચાર કાપી નેમાથે બે મણનો મોટો ભારો મૂકીને આવતી, કોઈને ત્યા રાંધતી, દળતી, ખાંડતી, જીવનના ઘસરકાઓ ખેંચીને બે નાના દીકરા અને એક

નાની દીકરીને કદીક પોતે ભૂખે રહીને પણ પોષતી. એવી મારી મા, જેણે કદી પગ વાળીને નિરાતે શ્વાસ નથી લીધો, જેણે પિતાજીના મૃત્યુ પછીના વેરાન રણપ્રદેશમા પોતાના પાલવનો છાયો આપીને અમને ઉછેર્યાં એ મારી મા, થીંગડાવાળા જીર્ણવસ્ત્રમાં મરક મરક હસતી, વેદનાપૂર્ણ અને શોકગ્રન્ત વદનને નીચું ઢાળી ઊભેલી, મારી સામે ખડી થઈ;ને...

> **મો સમ કૌન કુટિલ ખલ કામી,**
> **જીન તનુ દીયો, તાહિ બિસરાયો**
> **ઐસો નિમકહરામી.**

એ ભાવ જાગ્યો. જાત ઉપર તિરસ્કાર આવ્યો. નિષ્ફળ જીવન વ્યતીત કર્યું એવું ભાન થયું. હૃદયે પ્રશ્ન પૂછ્યો, 'તેં એ માતા માટે શું કર્યું ?' કશું જ નહિ, રખડયો, તોફાન કર્યાં, ખરાબ ટેવો પાડી. ચોરી કરી એને રંજાડી. ત્રાસ આપ્યો. હૃદય રડી ઉઠ્યું; પ્રવચન પૂરું થયું અને સૌ સાથે એ મારા બીજા ગુરુને ચરણે માથું ઢાળી દીધું, હૃદયથી માગ્યું, તમારો પાવનકારી સ્પર્શ મારાં પાપનો નાશ કરો. ભાન ભૂલ્યા મને રસ્તો બતાવો. ઊંડા અંધારેથી પરમ પ્રકાશમાં મને લઈ જાવ. કાગડાના કર્મ મુકાવી હંસવૃત્તિ આપો.

હતું એક વર્ગમા હરીફોને લેખનસામગ્રી આપીને લખવા બેસાડવ મા આવ્ના શરૂઆતની પાચેક મિનિટ તો મૂઝવણમા પસાર થઈ શરૂઆત કરતા જ કલમ થરથરે, કશું લખાય પણ નહિ. બીજા હરીફો તો તન્મય થઇને લખતા હતા, મે શરૂઆત કરવા ફાફા માર્યા થોડુ ક લખું ને ગમે નહિ એટલે છેકી નાખુ, ને પછી કેટનીવારે શરૂઆત કરી,' વિદ્યાદેવીની કૃપા મેળવવી, એની લગન હૃદયમા પ્રગટવી એ તો કઠિન તપશ્ચર્યા વિના કદી ન બની શકે, આજે ક્યા છે એ તપશ્ચર્યા ? ક્યા છે એ આદર્શ બ્રહ્મચારી ? ગુરુ સેવા કરી એમની કૃપા મેળવી વિદ્યા એ જ માત્ર લક્ષ એવો એકલવ્ય ક્યા છે ? ક્યા છે આજે તપોનિષ્ઠ, સેવાનિષ્ઠ અને કર્તવ્યનિષ્ઠ વિદ્યાના સાચા ઉપાસકો ?' અને પછી તો વિચારોની ભરતી શરૂ થઈ શબ્દો આપ મેળે કલમમાથી વહેતા થયા હુ તો ભાવસમાધિમા લીન બનીને લખે જ ગયો

ત્રીજે દિવસે આચાર્યશ્રી અમારા વર્ગમા આવ્યા મારા નિબધના વખાણ કર્યા મારો નિબધ પ્રથમ ઇનામને પાત્ર નક્કી થયો, તે માટે મને અભિનદન આપ્યા મુનીશ્રી હસ્તક બાર પુસ્તકો ભેટ મળ્યા એ પુસ્તકો મારા જીવનના કાયમના માર્ગદર્શક બન્યા. જીવનને નવી દીક્ષા મળી આદર્શ વિદ્યાર્થી બનવાના કોડ જાગ્યા. માતૃભક્તિ અને દેશભક્તિની તમન્ના જાગી

મે ખાદી પહેરવી શરૂ કરી ખાડ ખાવી છોડી દીધી વ્યાયામ શરૂ કર્યો. બાને ઘરકામમા મદદ કરવા લાગ્યો અભ્યાસ, પણ નિયમિત બન્યો. ઇતર વાચનનો પણ શોખ જાગ્યો. સારા વિદ્યાર્થીઓમા મારી ગણતરી થવા માડી મિત્રો તથા શિક્ષક બનેનો હુ લાડકો હતો મિત્રોને પણ મારો ચેપ લાગ્યો આને કારણે મારુ એક વિશાળ મિત્રમડળ બન્યુ ૬ વર્ગનો મોનીટર ચૂટાયો શાળાની સીનિયર ટીમનો કપ્તાન બન્યો વાચનાલયનો મત્રી બન્યો શાળાની

પ્રત્યેક પ્રવૃત્તિમાં અમારું મિત્રમંડળ આગળ પડતો અને ઉત્સાહપૂર્વક ભાગ લેતું. સવાર સાંજ અને રાત્રે પણ, મારા મિત્રોમાંથી કોઇને કોઇ મારા ઘેરે હોય. મારું ઘર સૌનું મિલનસ્થાન. સૌ મિત્રો એમનો પ્રેમ વરસાવી મને એમનો નેતા તરીકે જ ગણતા. મિત્રો મારા ઘરકામમાં પણ મને મદદરૂપ થતા. આમેથી કેરી વેડવી હોય, છાશ વલોણું કરવાનું હોય, પાણી ભરવાનું હોય, બજારમાથી બાને કશું ક મંગાવવુ હોય કે જેમ ખોવાઇ ગઇ હોય તેને ગોધવા જવાની હોય, પંદર–વીસ જેટલા મારા મિત્રોમાંથી ગમે તે, એ કામ હોંશે હોંશે કરતા. બાને એ પોતાની બા જ સમજતા. અને આ રીતે બાનો સંતાન પરિવાર મોટો બન્યો હતો. પોતાનાં સંતાન જેટલું જ બા સૌને વહાલ કરતી, તો કદીક ખિજવાતી પણ

મિત્રો વડે જ આજે હું ઊજળો છું. મિત્રો માટે મને એક જાતનું અભિમાન છે. મારી પત્ની તો ઘણીવાર ગર્વભેર કહે છે કે, 'મિત્રો તે એમના જ, આટલી વફાદારી મેં કદી કોઇ મિત્રમાં જોઇ નથી.' મારા મિત્રો પણ ભિન્ન જાતિ અને પ્રાંતના છે. કોઇ મુસલમાન છે, કોઇ દરજી છે કોઇ સોની છે કોઇ દક્ષિણી છે તો કોઇ બંગાળી છે. કોઇ વાણિયા છે, લુહાણા છે. બ્રાહ્મણો છે. બધા જ આજે સારી સ્થિતિમાં છે. આજે પણ મને કોઇ ભૂલ્યું નથી. વરસમાં એકાદ બે વાર સૌ મને મળે છે જરા સરખી મૂંઝવણમાં મને ખબર ન પડે એ રીતે મારું કામ પતાવે છે. મિત્રોએ કેટલો પ્રેમ મારા તરફ ઢોળ્યો છે એનો વિચાર કરતાં હું ગદ્ ગદ્ થઇ જાઉં છું. મને તો ઠીક મારી પત્નીને બધા જ મિત્રો પૂજ્ય અને વડીલ ભાભી જેવી ગણે છે. મારા દીકરાઓને સગા કાકા કરતાં પણ અધિક રીતે ચાહે છે. મારી બા હજી તેમની જ મા છે. તેમને મળ્યા વિના, તેની ખબરઅંતર પૂછ્યા વિના ગમે એટલું અગત્યનું

કામ હોય, ઉતાવળમાં હોય છતાં, ચાલ્યા જવાનો કયારે ય અવિવેક કર્યો હોય એવું મને યાદ નથી હું તો આજે સામાન્ય શિક્ષક જ છું, મારા કેટલાક મિત્રો ધનસંપન્ન છે, કેટલાક મોટા અધિકારી છે, કેટલાક પરદેશ સારો વેપાર કરે છે છતાં મને કોઈ ભૂલતું નથી. એટલું જ નહિ મારું વડીલપણું સ્વીકારી મારા અહમને તેઓ પોષે છે. માંદો પડું કે મુસીબતમાં હોઉં કે કુટુંબમાં સારોનરસો પ્રસંગ બને, તો તેઓ દોડતાં આવે. ખબર ન આપી હોય તો ગુસ્સે થાય. ઠપકો આપે. હું મિત્ર વડે ખરેખર ધનિક છુ. નસીબદારને જ સજ્જન મિત્રો મળે, એવું ખુમારીથી હું કહું છું. તેમાં જરા યે અતિશયોક્તિ નથી. એમના કેટકેટલા સદ્‌ગુણોની હુ યાદી કરું ? કેટકેટલા પ્રસંગો યાદ કરું ?

મારો એક મિત્ર મામલતદાર છે. ધરમપુર છોડયાંને દસેક વર્ષ વીતી ગયાં પછી એકવાર મોટર રસ્તે નાશિક જતો હતો. વલસાડથી નાશિકનો મોટર રસ્તો ધરમપુર ગામમાંથી પસાર થાય. મારી બા ઘંટીએથી દળણું દળાવી ડબો ઉચકીને રસ્તો ઓળંગી ઘેર જઈ રહી હતી. તેને જોઇ મોટર ઊભી રખાવી પોતે ઊતરી પડયો ને દોડતાં જઇ બાના હાથમાંથી ડબો લઈ ને ઘેર મૂકી આવ્યો એનો પટાવાળો એ ડબો ઊંચકવા આવ્યો તો એને ના પાડીને કહ્યું, 'મારી મા છે, એનું કામ તો હું જાતે જ કરું, એ હકક તને નહિ આપું.' બા એ વાત હજી પણ મારાં સંતાનોને કહે છે ત્યારે એ પ્રસંગ યાદ કરતાં એ ગળગળી બની જાય છે! એક મિત્ર આફ્રિકા છે. તેણે એક દિવસ પત્રમાં લખ્યું, 'પાર્વતી બા તમારો પ્રેમ હું ભૂલ્યો નથી. અહીં ઘણું છે, પણ બાના છાશ-માખણ નથી! આવીશ ત્યારે તમારે માટે ખાસ બનાવડાવેલી છીંકણીની સોનાની ડબ્બી લાવીશ!' કૃષ્ણસુદામા, ઋક્ષઋષિ અને વિશ્વામિત્રની મૈત્રીભાવના મેં વાંચી છે, પણ એનો તો હું સાક્ષાત્ અનુભવ કરું છું.

## [૨૨] રખડવાનો આનંદ

ધરમપુર ગામની નજીક જ સહ્યાદ્રિની ઓતરાદી ગિરિમાળા પૂરી થાય છે. એનાં સતત લીલાં જંગલો ને વનશ્રીનું સૌંદર્ય; સદાનું અમારું આકર્ષણ હતાં. જુદી જુદી દિશામાંથી ડુંગરો ચઢવા ને ઊતરવા એ અમારા બાળપણની રાહજ ક્રીડા બની ગઈ હતી. ચોમાસાંમાં બીજી પ્રવૃત્તિઓ જ્યારે બંધ પડતી ત્યારે ડુંગરો ખૂંદવાનો અમારો કાર્યક્રમ. ચોમાસામાં તો સંહ્યાદ્રિની શોભા અનેક ગણી વધી જતી. અસંખ્ય છોડો ને અન્ય વનસ્પતિથી ડુંગરનો વૈભવ નંદનવનની શોભાને યાદ કરાવતો કેકેકાણે પહાડોમાંથી અસંખ્ય નાનાં ઝરણાં ફૂટી નીકળતાં, તેનું ફેનધવલ સ્વચ્છ નીર જ્યારે ધોધવારૂપે પડી તળેટીમાં વહેતું ત્યારે તેના કલકલનિનાદમાં અજબ સંગીત-ધ્વનિ પ્રગટ થતો ચિત્રવિચિત્ર પશુપંખીઓ સ્વચ્છંદ વિહાર કરતાં, ને ડુંગરની નજીક તળેટીમાં આદિવાસીઓનો સહચાર પશુમાનવીના ભેદો ભુલાવી દેતો. રખડવાની ટેવ નાનપણથી જ પડેલી. આજે પણ, પ્રવાસે જવાનું છે, એવું યાદ કરતા મનમાં એક વિચિત્ર પ્રકારનો આનંદ અનુભવુ છુ. નાનપણમાં આનંદ પર્યટનો તો ઘણાં કર્યાં પણ એમાં બે પ્રવાસ યાદગાર બની રહ્યા છે

ધરમપુરથી પૂર્વમાં પાંચેક માઇલ ઊ[illegible]સિધુંબર [illegible] [illegible]સ-કાકાની બેાી. આંબા વેડવા માટે રસિક [illegible] નો ! [illegible]

વસંત (રસિકનો નાનો ભાઈ) તથા હું એમ ચાર જણા પગપાળા સિંધુગર ગયા. હાળીની મદદથી કેરી વેડવાનું કામ અમે બપોરસુધીમાં પતાવ્યું. આંબા ઉપર લાલ મંકોડા ઘણા હતા તેનાથી બચવા શરીરે અમે રાખોડી ચોળી. આંબા ઉપર કેરી વેડતાં શરીરે કેરીનો ચીક પણ બહુ લાગ્યો હતો. એટલે કેરી વેડીને પરવાર્યા પછી અમે સિંધુગર ગામમાં આવેલી નદીએ નહાવા ગયા. અમારામાંથી મહમદ સિવાય કોઈને તરતા ન આવડે. પણ એ તો નહાવાનું ઝટપટ પતાવીને શરીર તડકામાં સુકવતો કિનારે બેઠો હતો. વસંત કિનારે બેઠો નહાતો હતો. હું અને રસિક નદીમાં ગમ્મત કરતા નહાતા હતા નદી આમ તો છીછરી જેવી લાગતી હતી એટલે ડૂબવાનો બહુ ભય નથી એવો અમારો ખ્યાલ. એટલે એક મોટો પથ્થર લઈ નદીમાં દૂર ફેંકીએ, તે શોધી કાઢવાની રમત રમીએ ને બૂમો મારતા ડુબકી મારીને પથ્થર કાઢીએ. પથ્થર ફેંકવાનો મારો વારો હતો જરા દૂર પથ્થર ફેંક્યો. રસિક તે જગ્યાએ પથ્થર શોધવા ઉપડ્યો, પણ ત્યા પાણી ઊંડા ને પ્રવાહ જોરદાર એટલે રસિક તો પાણીમાં ખેંચાવા લાગ્યો. એને બચાવવા હું દોડ્યો, ને હું પણ તણાયો, પાણી હજી ગળા સુધી જ હતાં. અમે નીચે પગ ઠોકીને ગળું પાણી ઉપર રાખવા પ્રયત્ન કરવા છતાં પ્રવાહમાં દૂર ને દૂર ઘસડાતા હતા ને ગભરાઈને બૂમો મારતા હતા, 'મહમદ બચાવ—મહમદ બચાવ.' મહમદ શરૂમાં તો એમ સમજેલો કે બન્ને ફોગટની બૂમ મારે છે એટલે જગ્યા ઉપરથી ન ઊઠયો વસંત કિનારે બેસીને નહાતો હતો, તેણે અમને પાણીમાં તણાતા જોયા, એણે ગભરાઈને બૂમો પાડવા માંડી, 'મહમદભાઈ દોડો, પેલા ડૂબે છે.' હવે પાણી માથોડા ઉપર ઊંડું હતું અમે મહા પ્રયત્ન કરતાં ગળું ઊંચું રાખતા હતા છતાં નાકમાં અને મોઢામાં પાણી ગયું. અમારી ગભરામણ વધી ગઈ હતી, બૂમ મારવાની શક્તિ પણ નહોતી રહી, ગૂંગળામણ થતી હતી, ને જિંદગીને બચાવવા અમે હવાતિયાં મારતાં હતા મહમદ પરિસ્થિતિની

## [ ૨૨ ] રખડવાનો આનંદ

ધરમપુર ગામની નજીક જ સહ્યાદ્રિની ઓતરાદી ગિરિમાળા પૂરી થાય છે. એનાં સતત લીલાં જંગલો ને વનશ્રીનું સૌંદર્ય; સદાનું અમારું આકર્ષણ હતાં. જુદી જુદી દિશામાંથી ડુંગરો ચઢવા ને ઊતરવા એ અમારા બાળપણની સાહજ ક્રીડા બની ગઈ હતી. ચોમાસામાં બીજી પ્રવૃત્તિઓ જ્યારે બંધ પડતી ત્યારે ડુંગરો ખૂંદવાનો અમારો કાર્યક્રમ. ચોમાસામાં તો સંહ્યાદ્રિની શોભા અનેક ગણી વધી જતી. અસંખ્ય છોડો ને અન્ય વનસ્પતિથી ડુંગરનો વૈભવ નંદન-વનની શોભાને યાદ કરાવતો ઠેકઠેકાણે પહાડોમાંથી અસંખ્ય નાનાં ઝરણાં ફૂટી નીકળતાં, તેનું ફેનધવલ સ્વચ્છ નીર જ્યારે ધોધવારૂપે પડી તળેટીમાં વહેતું ત્યારે તેના કલકલનિનાદમાં અજબ સંગીત-ધ્વનિ પ્રગટ થતો. ચિત્રવિચિત્ર પશુપંખીઓ સ્વચ્છંદ વિહાર કરતાં, ને ડુંગરની નજીક તળેટીમાં આદિવાસીઓનો સહચાર પશુમાનવીના ભેદો ભુલાવી દેતો. રખડવાની ટેવ નાનપણથી જ પડેલી. આજે પણ, પ્રવાસે જવાનું છે, એવું યાદ કરતા મનમાં એક વિચિત્ર પ્રકારનો આનંદ અનુભવુ છુ. નાનપણમાં આનંદ પર્યટનો તો ઘણાં કર્યાં પણ એમાં બે પ્રવાસ યાદગાર બની રહ્યા છે

ધરમપુરથી પૂર્વમાં પાંચેક માઈલ ઉપર સિધુંગર ગામે દાસ-કાકાની ખેતી, આંબા વેડવા માટે રસિક (દાસકાકાનો પુત્ર), મહમદ,

વસંત (રશ્મિનો નાનો ભાઈ) તથા હું એમ ચાર જણા પગપાળા સિદ્ધપુર ગયા ભાગીની મદદથી કેરી વેચવાનું કામ અમે બપોરસુધીમા પતાવ્યુ આખા ઉપર લાલ ચકામા ઘણા હતા તેનથી બચવા શરીરે અમે ગમોડી ચોળી આખા ઉપર કેરી વેચતા વારંગે કેરીનો શોક પણ બહુ લાગ્યો હતો એટને કેરી વેચીને પરવાર્યા પછી અમે સિદ્ધપુર ગામના આગેની નદીએ નહાવા ગયા અમારામાથી મહમદ સિવાય કો ને તરતા ન આવડે પણ એતો નહાવાનુ ઝટપટ પતાવીને શરીર તડકામા સૂકવતો કિનારે ગેયો હતો વસંત કિનારે બેઠો નહાતો હતો હું અને રસિક નદીમા ગમ્મત કરતા નહાતા હતા નદી આમ તો છાબડી જેવી લાગતી હતી એટલે ડૂબવાનો બહુ ભય નથી એવો અમારો ખ્યાલ એટને એક મોટો પથ્થર લઈ નદીમા દૂર ફેંકીએ, તે ગોધી કાઢવાની રમત રમીએ ને બૂમો મારતા ડૂબકી મારીને પથ્થર કાઢીએ પથ્થર ફેંકવાનો મારો વારો હતો જરા દૂર પથ્થર ફેંક્યો રસિક તે જગ્યાએ પથ્થર શોધવા ઉપડ્યો, પણ ત્યા પાણી ઊંડા ને પ્રવાહ જોરદાર એટને રસિક તો તાણીમા ખેંચાવા લાગ્યો એને બચાવવા હું દોડ્યો, ને હું પણ તણાયો, પાણી હજી ગળા સુધી જ હતા અમે નીચે પગ ટેકીને ગળુ પાણી ઉપર રાખવા પ્રયત્ન કરતા છતા પ્રવાહમા દૂર ને દૂર ધમડાતા હતા ને ગભરાઈને બૂમો મારતા હતા, 'મહમદ બચાવ—મહમદ બચાવ' મહમદ શરૂમા તો એમ સમજ્યો કે બન્ને ફોગટની બૂમ મારે છે એટને જગ્યા ઉપરથી ન ઉઠ્યો વસંત કિનારે બેસીને ન્હાતો હતો, તેણે અમને પાણીમા તણાતા જોયા, એણે ગભરાઈને બૂમો પાડવા માડી, 'મહમદભાઈ દોડો, બેના ડૂબે છે' હવે પાણી માથોડા ઉપર ઊંડુ હતુ અમે મહા પ્રયત્ન કરતા ગળુ ઊંચુ રાખતા હતા છતા નાકમા અને મોઢામા પાણી ગયુ અમારી ગભરામણ વધી ગઈ હતી, બૂમ મારવાની શક્તિ પણ નહોતી રહી ગૂંગળામણ થતી હતી, ને જિંદગીને બચાવવા અમે હવાતિયા મારતા હતા ગંભીર પરિસ્થિતિની

ગભીરતા સમજી ગયો, એણે ઝડપથી પાણીમા ઝપલાવ્યુ તે તરતો તરતો અમારી પાસે આવી પહોચ્યો, ત્યા અમે બન્ને એને એના વળગી પડ્યા કે એ પણ ડૂબ્યો, એના નાકમા પણ થોડુક પાણી ગયુ પણ એ તો રહ્યો આરબ બચ્ચો, ગુસ્સે થઈને જોરથી એક ધક્કો મને માર્યો, અને પ્રવાહની બહાર ઓછા પાણીમા ફેક્યો રસિકને બગલમાથી પકડીને બીજા હાથે તરતો મારી પાસે આવ્યો ત્યા પાણી જરા ઓછા હતા એટલે રસિક અને મને બન્નેને એક એક હાથે પકડીને બહાર લાવીને કહે, '**हत तेरी, बम्मन कहींका, मुझे भी डूबोता था!**" વસતને કહ્યુ, 'ઘેર જઈને કોઈને વાત કરી છે તો પછી તારી ખેર નથી' તે દિવસે મહમદ ન હોય તો જિદગી ખતમ થવાનો જ સોદો હતો

મહમદ એક ખાનદાન અરબ હતો સશક્ત શરીર, વાકડિયા વાળ, મો ઉપર હમેશા ફરકતુ નિર્દોષ સ્મિત, મહમદ એવો જિન્દાદિલ, મુશ્કેલીમા અમારો હમેશનો દિલોજાન દોસ્ત બીજા મિત્રોની જેમ એ પણ મારે ઘેર આવતો બા એને જમવા માટે ઘણીવાર આગ્રહ કરે પણ એ કદી ન જમે, કોઈનો જરા સરખો અહેશાન એને ન ખપે એના પિતા ગુજરી ગયા હતા મા સાથે મામાને ત્યા રહેતો, મામાના ટૂકા પગારમા બે કુટુબની જવાબદારી એટલે અનેક મુશ્કેલીઓ છતા મહમદ ખુમારીથી જીવવામા જ માનતો, કોઈનુ કામ કરી છૂટવુ એ જ એનો આનદ અમારી ક્રિકેટ ટીમનો એ શ્રેષ્ઠ બોલર સ્વભાવે સાહસિક અને ઉમદા, અમે દસમા ધોરણમા ભણતા ત્યારનો મહમદના સાહસિક સ્વભાવનો બીજો એક પ્રસગ છે.

દિવાળીની રજાઓમા મહમદ, ઇબ્રાહીમ, બાબુ, હરિલાલ મેરાઈ, અન્ના અને હુ અમે ૭ મિત્રોએ સાયકલ ઉપર વલસાડ, પારડી, અને ઉદવાડાના પ્રવાસે જવાનુ નક્કી કર્યુ ચારેક મિત્રો પૈસે

પોતાની સાયકલ હતી. અન્ના અને મેં ભાડે સાયકલ લેવાનો વિચાર કર્યો, ચોવીસ કલાકના બાર આના, સાયકલનું ભાડું હતું! ત્રણ દિવસ ભાડે લો તો બે રૂપિયા! પણ બે રૂપિયા તે જમાનામાં બહુ મોંઘા, બાએ શરૂઆતમાં જવાની ના પાડી, સાયકલ ભાડા ઉપરાંત જમવાનું ખર્ચ મળી પાંચ રૂપિયા થાય, એમાં તો બાના પંદર દિવસ નીકળે! પણ મિત્રો મને શેના છોડે? બધું ખર્ચ પોતે ભોગવશે એવું બાને સમજાવ્યું. પોતાનો દીકરો આનંદ કરે એ કઇ માને ન ગમે? પણ પૈસાનો સવાલ હતો, તે પત્યો એટલે સાયકલ પ્રવાસથી છાતીમાં પવન લાગે, માંદા પડાય, અકસ્માત થાય એવા ભયો બાએ સામે ધર્યા, પણ મિત્રો એક ના બે ન થયા. મેં ગુસ્સામાં, 'મારે જવું નથી' એમ કહેવા માંડયું. બીજા મા બાપની જેમ પોતાના દીકરાને સગવડ નથી આપી શકતી એનું બાને ઓછું આવ્યું. હું જેમ પ્રવાસે જવાનું ના પાડું તેમ એ હવે વધારે આગ્રહ કરવા લાગી. એ પણ સમજી હશે કે હું તો માત્ર રીસમાં જ ના પાડું છું. બાએ પાંચ રૂપિયા આપીને કહ્યું, 'લે હવે વરણાગી કર્યા વિના'

વલસાડ ધરમપુર રોડ ઉપર, 'ધરમપુર હાઉસ' નામે સરકારી બંગલો હતો, દિવાન સાહેબે ત્રણ દિવસ માટે રહેવાની અમને પરવાનગી આપી હતી. અમે મળસ્કે પ્રવાસે ઉપડયા, વદપક્ષની પાછલી રાતની અર્ધચંદ્રની ચાંદની મંદ મંદ પ્રકાશતી હતી. સવારનો ઠંડો ધીમો પવન વાતાવરણમાં ઉત્સાહ રેડતા હતો. અમારા આનંદનો પાર નહોતો. વાતો કરતાં, ગાતાં, બબ્બેની ટુકડીમાં ઝડપથી સાયકલ ચલાવતાં રસ્તો કાપતા હતા. ત્રણ કલાકની એકધારી મુસાફરી પછી અમે વલસાડ પહોંચ્યા. ધરમપુર બંગલામાં સ્નાન કર્યું. પ્રવાસનાં કપડાં બદલી, મેલાં કપડાં ધોઇને સૂકવવા મૂક્યાં. અગિયાર વાગે સૂર્યપ્રકાશ વીશીમાં ગયા. ભૂખ કકડીને લાગી હતી. ૭ આનામાં આખું ભાણું મળે બાજુ અને ઇચ્છાદીમ જમતાં જમતાં કોણ વધારે

રોટલી ખાય તેની ચડસે ચડના ગ્સે મળો ગગમ ગ્ગ ગ્રની લઈને રસોડામાથી ભોજન ખડમા આટા ફેરા ક્રતો થઈ ગયો કે ટની મકે ન મૂકે ત્યાતો સફાચટ. ભાણુ અને બ્રાહ્મીન ચાનીન ચા સ ફૂલમ રોટલી ઝાપટી ગયા અમે પણ ત્રીસ પચીન ખા તા પહોચ્યા હતા. પૈસા આપીને વીશીમા જમવાનો આ પહેલો પ્રમગ રાત્રે ઘરેથી લાવેલા ભાથામાથી ચલાવવાનુ હતુ, ૭ આના વસૂલ ન કરીએ તો પછી અમે બહાદુર શેના! પણ રસોઈઆએ રોટલી ખૂટ્યાની જાહેરાત કરી. એટલે દાળભાત ખાઈને ઊઠ્યા અને હરિલાલે ૭ ભાણાના પૈસા મેનેજરને ચૂકવ્યા. ટેબલ ઉપર મૂકેની વરિયાળીનો ફાકો મારી વીશીમાથી અમે વિદાય થયા! પણ, જ્યારે બીજે દિવસે ફરી પાછા અમે જમવા ગયા તો માલિકે અમને જમ ડવાની જ ના પાડી! અને અમારે બીજી વીશી શોધવી પડી!

બીજે દિવસે સવારે અમે પારનેરા ડુગર ચડના ગયા, પારનેરા વલસાડથી દક્ષિણે ચાર્ડ ગાઉન (અતુલ પાસે) આવ્યા છે હજાર ફૂટની ઊચાઈ હશે ત્યા જૂનો કિલ્લો છે. શિવાજીએ સુરત લૂટ્યુ તે વખતે અહીંથી પસાર થયા હતા તેની બારી 'શિવાજી બારી' તરીકે ઓળખાય છે. તે જોઈ, ત્યાંનુ પ્રકૃત્તિસૌંદર્ય જોયુ' પછી વાપી ઉદવાડા ફરીને સાજે અમે પાછા વલસાડ આવ્યા લીલાપુર નામે વલસાડ નજીક ગામ ઇબ્રાહીમના કોઈ સગા ત્યા રહે એટલે મળવા ગયેલા. ગયા ત્યારે ઔરંગાનદી હોડીમા બેસીને ઉતર્યા હતા પણ રાત્રે હોડી બધ થાય એટલે રેલ્વેના પુલ ઉપરથી વનમાર્ડ જવાનુ નક્કી કર્યું

રાતના દસેક વાગ્યા હશે વદપક્ષ હોવાને કારણે અધારુ હતુ. દૂર રેલ્વેના દીવાની નિશાની ગણી પુલ તરફ જવા નીકળ્યા. નદીને કિનારે કિનારે ચાલતા જતા હતા અધારાને કારણે આગરેજ રસ્તો કપાતો હતો, ખાજણમા સૌના પગ ખરડાયા હતા તે ધોવા અમે નદી કિનારે ગયા,

બાજુ નીચો નમીને પગ ધોતો હતો, એટલામાં એના કોટના ચોર ખિસ્સામાંના પાંચેક રૂપિયા પાણીમાં સરકી પડયા. ૯૯ કરતાં પાંચ રૂપિયાની કિંમત ઘણી. અમે નદીનો કાદવ ઉલેચવા માંડયો. પણ પ્રવાહને કારણે રૂપિયા થોડે દૂર ઘસડાયા હતા. મહમદ તો કહે કાઢ્યા વિના ઘેર નથી જવું. અમે તો થાકયા હતા એટલે કાદવ ઉલેચવાનું બંધ કર્યું. પણ મહમદ તો શેનો ઝંપે? કલાકેકની મથામણ પછી બે રૂપિયા હાથમાં આવ્યા! બીજા આટલામાં જ હોવા જોઈએ એ ખ્યાલે અમને પણ ફરી જુસ્સો આવતાં કાદવ ઉલેચવા મંડયા ને બીજા કલાક પછી બીજા બે રૂપિયા મળ્યા એક રૂપિયો ન મળ્યો! પણ ચાર મળ્યા તેનો અનહદ આનંદ હતો રાત્રે એક વાગે અમે કામે પહોંચ્યા. તે જ દિવસે બાબુ પાસે એક રૂપિયો નાસ્તા માટે પડાવ્યો. ઘેર જઈ બાબુની બાને અમારા પરાક્રમની વાત કરી તો તે ખિજવાઈ ગયાં. 'મૂઆ રૂપિયા પડયા તો; રાત્રે આવું સાહસ નદીમાં થાય કે? નદીમાં ડૂબી ગયા હોત તો?'

ત્રણે દિવસ વલસાડ આસપાસ ફરી રાત્રે ધરમપુર જવા નીકળ્યા.-થાકયા હતા પણ ઘર યાદ આવતું હતું, એટલે પગમાં શકિત આવી હતી. તે જમાનામાં રસ્તો ખરાબ, ઠેર ઠેર ખાડા ને પથરા, વલસાડથી પાંચેક માઇલ દક્ષિણે પાથરી ગામ પાસે આવ્યા હોઇશું ને મહમદની સાયકલમાં પંકચર પડયું, અમે તો ધૂનમાં આગળ નીકળી ગયેલા મહમદને જોયો નહિ એટલે અડધા માઇલથી પાછા ફર્યા મહમદ સાયકલની ટયુબ કાઢીને બેઠો હતો. રાત્રે પંકચર કયાં પડયું છે તે શી રીતે દેખાય? આજુ બાજુ વસતી નહિ. બે ચાર છાપરાં હતાં પણ તે ય દૂર. ને રાત્રે કોણ મદદ કરે? માઇલેક ઉપર એક હોટેલ હતી ત્યાં સાયકલ ઘસડીને લઇ ગયા. હોટેલ હજી ખુલ્લી હતી. પેટ્રોમેક્ષને અજવાળે પંકચર સાંધ્યું ને સાયકલ મારી મૂકી ઘેર આવ્યા ત્યારે સવારના ચારનાં ટકોરા પડયા!

## [ ૨૩ ] નાંધઈ–ભૈરવીના મેળામાં

ધરમપુરથી ઉત્તરે સાત–આઠ માઇલ ઉપર નાંધઈ ગામ છે ઔરંગા નદી ત્યા થઇને વહે છે નાંધઈ ગામ પાસે આવેલા એક ખડકમાથી એક નાનો સરખો ધોધ પડે છે. ત્યાં લોકે ગૌમુખી બાધી છે તેમાથી ધોધનું પાણી કુંડમાં પડે. એ કુંડમાં નહાવાનું મોટું મહાત્મ્ય ગણાય થોડે દૂર એક મહાદેવનુ મંદિર. છે. શિવલિંગ ઉપર જળધારા પડે ત્યારે શિવલિંગમાથી એક પ્રકારનો ધ્વનિ નીકળે. જો કે તે જગ્યાએ જમીનમાં પોલાણુ હશે એ કારણે પણ અવાજ આવતો હશે. રાત્રિના એકાંતમાં ૐ નો ઉચ્ચાર થતો હોય એવો અવાજ સંભળાય એટલે શ્રદ્ધાળુ લોકોને એ મહાદેવમાં ભારે આસ્થા. નાંધઈના લોકોની મુખ્ય વસ્તી તો દુબળા અને ધોડિયાની, થોડા કણબી પણ વસે. એ લોકોને પણ મહાદેવમાં કોઇ શકિત છે એવી

મહારુદ્ર યજ્ઞ પણ કરાવેલો. ત્યારથી તો મેળાનું આકર્ષણ પહેલાં કરતાં પણ અધિક વધ્યું હતું. ધરમપુરથી લોકો ગાડી, ગાડું, સાયકલ, ઘોડું, જે મળ્યું તે લઇને મેળામાં જાય. વલસાડ, ધરમપુર, ચીખલીના વ્યાપારીઓ અઠવાડિયા અગાઉ દુકાનો માંડે, દૂર દૂરના વિવિધ વસ્તુઓ વેચતા ફેરિયાઓનાં ધાડાં ઊતરી આવે, સાધુ સંતો અને ભિખારીઓ પણ પોતાનો પડાવ નાંખે, આમ રંગ, રૂપ અને આનંદની ઉજાણી ઊડે, વિવિધ વસ્ત્રો પહેરીને ભજન-મંડળીઓ, કાળીપરજ કોમની દાંડિયા રમનારની ટોળીઓ; ગરબા-મંડળોની ઠઠ જામે. અને એ રીતે આપણી ઘોંઘાટ પ્રિય પ્રજાનો ભક્તિરસ સંતોષાય.

દસમાં ધોરણમાં અમે ભણતાં હોઇશું. ત્યારે રસિક, મહમદ, ઇબ્રાહીમ, હરિલાલ અને હું, એમ પાંચ મિત્રો, વહેલી સવારે ચાલતાં મેળામાં ઉપડયા. વાતો કરતાં, ગમ્મતો કરતાં રસ્તે આવતી બોરડીઓ ઝૂડતાં, ત્રણેક કલાકે નાંધઇ પહોંચ્યા. નદીની પાસે જ ગંગાકુંડમાં ભકતો સ્નાન કરતા હતાં. એટલે અમે પણ સ્નાન કરવા પડયા. ઠંડાહીમ જેવા પાણીના કુંડમાં મેં પણ ડૂબકી મારી, પણ પગમાં કંઇક સળવળ સળવળ થતાં ફરી ડૂબકી મારી, તળિયેની વસ્તુઓ ભરીને ઉપર કાઢી ને જોઉં તો, પૈસા! ભકતોએ સ્નાન કરતાં નાંખેલા. હું તો હજી જોતો જ હતો ત્યાં રસિક બૂમ પાડી ઊઠયો, 'એં, એ શું કરે?' મેં પૈસા પાછા પાણીમાં નાંખી દીધા.

પછી અમે પણ મેળામાં ખૂબ ઘૂમ્યા. માનવમેળો જોવાની કોઇ ઓર મજા આવે છે. ત્યાં માત્ર આનંદ રસની જ લહાણ થતી હોય છે પ્રત્યેક જન પોતપોતાની મસ્તીમાં ચકચૂર. આખું વાતાવરણ

## [ ૨૩ ]　　　નાંધઈ–ભૈરવીના મેળામાં

ધરમપુરથી ઉત્તરે સાત–આઠ માઇલ ઉપર નાંધઈ ગામ છે ઔરંગા નદી ત્યા થઇને વહે છે નાંધઈ ગામ પાસે આવેલા એક ખડકમાથી એક નાનો સરખો ધોધ પડે છે. ત્યાં લોકે ગૌમુખી બાધી છે તેમાથી ધોધનું પાણી કુંડમાં પડે. એ કુંડમાં નહાવાનું મોટું મહાત્મ્ય ગણાય થોડે દૂર એક મહાદેવનુ મંદિર. છે. શિવલિંગ ઉપર જળધારા પડે ત્યારે શિવલિંગમાંથી એક પ્રકારનો ધ્વનિ નીકળે. જો કે તે જગ્યાએ જમીનમાં પોલાણ હશે એ કારણે પણ અવાજ આવતો હશે. રાત્રિના એકાંતમાં ૐ નો ઉચ્ચાર થતો હોય એવો અવાજ સંભળાય એટલે શ્રદ્ધાળુ લોકોને એ મહાદેવમાં ભારે આસ્થા. નાંધઈના લોકોની મુખ્ય વસ્તી તો દૂબળા અને ધોડિયાની, થોડા કણબી પણ વસે. એ લોકોને પણ મહાદેવમાં કોઇ શકિત છે એવી શ્રદ્ધા. શિવરાત્રીને દિવસે ત્યા મેળો ભરાય. અને આજુ બાજુના લોકોની ભારે ભીડ જામે. નાંધઈ પાસે ભૈરવી ગામ આવેલું એટલે એ નાંધઇ–ભૈરવીનો મેળો એ નામે ઓળખાય. નાંધઇ પાસે જ ચીખલી તાલુકાની સરહદ, વલસાડ તાલુકાનું ખેરગામ પણ નજીક. ત્યાંથી ઉજળિયાત લોકો પણ સારા પ્રમાણમાં મેળો જોવા આવે ધરમપુરના રાજકુટુંબના માણસો પણ મેળામાં આવે. એક બે વાર તો મહારાજા સાહેબ અને મહારાણી સાહેબ પણ પધારેલા, ને

મહારૂદ્ર યજ્ઞ પણ કરાવેલો. ત્યારથી તો મેળાનું આકર્ષણ પહેલાં કરતાં પણ અધિક વધ્યુ હતુ. ધરમપુરથી લોકો ગાડી, ગાડું, સાયકલ, ઘોડું, જે મળ્યું તે લઈને મેળામા જાય. વલસાડ, ધરમપુર, ચીખલીના વ્યાપારીઓ અઠવાડિયા અગાઉ દુકાનો માડે, દૂર દૂરના વિવિધ વસ્તુઓ વેચતા ફેરિયાઓનાં ધાડા ઊતરી આવે, સાધુ સંતો અને ભિખારીઓ પણ પોતાનો પડાવ નાખે, આમ રંગ, રૂપ અને આનંદની ઉજાણી રૂડે વિવિધ વસ્ત્રો પહેરીને ભજન-મંડળીઓ, કાળીપરજ કોમની દાંડિયા રમનારની ટોળીઓ; ગરબા-મંડળોની ઠઠ જામે. અને એ રીતે આપણી ઘીંઘાટ પ્રિય પ્રજાનો ભક્તિરસ સંતોષાય.

દસમાં ધોરણમા અમે ભણતાં હોઈશુ. ત્યારે રસિક, મહમદ, ઇબ્રાહીમ, હરિલાલ અને હુ, એમ પાચ મિત્રો, વહેલી સવારે ચાલતાં મેળામા ઉપડયા. વાતો કરતા, ગમ્મતો કરતાં રસ્તે આવતી બોરડીઓ ઝૂડતા, ત્રણેક કલાકે નાધઈ પહોંચ્યા. નદીની પાસે જ ગંગાકુંડમાં ભક્તો સ્નાન કરતા હતાં. એટલે અમે પણ સ્નાન કરવા પડયા. ઠંડાહીમ જેવા પાણીના કુડમાં મેં પણ ડૂબકી મારી, પણ પગમાં કંઈક સળવળ સળવળ થતાં ફરી ડૂબકી મારી, તળિયેની વસ્તુ ખોબો ભરીને ઉપર કાઢી ને જોઉ તો, પૈસા! ભક્તોએ સ્નાન કરતાં નાખેલા હુ તો હજી જોતો જ હતો ત્યા રસિક બૂમ પાડી ઊઠ્યો, 'અૈ, એ શુ કરે ?' મેં પૈસા પાછા પાણીમાં નાંખી દીધા.

પછી અમે પણ મેળામાં ખૂબ ઘૂમ્યા. માનવમેળો જોવાની કોઇ ઓર મજા આવે છે. ત્યાં માત્ર આનંદ રસની જ લહાણ થતી હોય છે પ્રત્યેક જન પોતપોતાની મસ્તીમાં ચકચૂર. આખું વાતાવરણ માદક અને નશીલું. લોક જાણે ચકડોળના ચાકે ચઢ્યું હોય એવું, મેળાનુ વાતાવરણ અમગ્તું અમરતું પણ ગમી જાય સાંજ સુ મેળામા ઘૂમ્યા, ખાધું ને સૂર્યાસ્ત થતા ઘર ભણી નીકળ્યા. *

કેવળ આનંદ જ હતો ઉછળતું લોહી, થાકનું નામનિશાન નહિ બે-ત્રણ પીપૂડી ખરીદી હતી તે વગાડતા રગા તા ગામે નીકળી પડયા ઘર તરફ પગ પણ ઉતાવળે ઉપડતા હતા અંધારું થ ગયું હતું, રસ્તો પણ અડસટ્ટે જ કપાતો હતો

અર્ધેક આવ્યા હોઇશું, ત્યાં રસિકે, 'બાપરે, મરી ગયો' એવી ચીસ નાખી અમે ગભરાયા જરૂર સાપ કરડયો લાગે છે અમે રસિક પાસે ગયા ત્યારે તે જમીન પર બેસીને પગ જોર જોરથી હલાવતો, "કાંટો વાગ્યો," એવી વેદના ભરી ચીસ નાખતો હતો. અંધારામાં કાંટો શી રીતે કાઢવો! રસિકથી તો પગ પણ મંડાતો નહોતો વેદના પણ પુષ્કળ થાય? શરૂમાં તો બે મિત્રોના ખભા ઉપર હાથ મૂકીને અને કાંટાભાગેનો તે પગ, બે હાથોની આંટી વચ્ચે નાખીને એને ચલાવવાનો પ્રયત્ન કર્યો, પણ એમ કેટલુંક ચલાય! ન એને ચાલતા ફાવે ન અમને પણ ચાલતા ફાવે અને એમ ધરમપુર પહોચાય કયારે? એટલે મહમદ કહે, 'ચલ બે, બૈઠ મેરે કંધે પર,' એમ રસિકને ખભા ઉપર બેસાડી ચાલવા લાગ્યા, થોડે ગયા પછી હરિલાલ અને ઇબ્રાહીમે ખભા ઉપર વારાફરતી બેસાડયો એમ રસ્તો કપાતો હતો, પછી મારો વારો આવ્યો, એટલે મેં રસિકને ખભા ઉપર બેસાડયો, થોડુંક ચાલ્યો હોઇશ અને પગ વકટ લેટ, એમ ગણવા લાગ્યા. ટાંટિયા લથડવા માંડયા, ગઢરમાં ટાંટિયો કયાંક અવળો પડયો તેની સાથે હું અને રસિક બંને જમીન ઉપર પટકાયા બન્ને જણાથી ચીસ નીકળી ગઈ! મિત્રો દોડી આવ્યા, મહમદ રસિકને કહે, 'બૈઠ જા બે, યહ બમ્મન ભાઇસે કયા હોગા, ઢીલા કહીંકા!"

થોડેક ગયા હોઇશું એટલામાં મેળામાંથી પાછા ફરતા એક સવારી ગાડી આવતી હતી, અમે બૂમ મારી તેને ઊભી રખાવી.

ગાડીવાળો ઓળખીતો નીકળ્યો, તેણે રસિકને બેસાડી દીધો. ધરમપુર ભાગોળે આવ્યા, ને વીજળીના દીવામાં રસિકનો પગ જોયો તો બાવળનો મોટો કાંટો પગની પાનીમાંથી પેંસીને ઠેઠ ઉપરના ટેરવા બહાર અણી કાઢતો હતો! રાત્રે જ એક હજામને ત્યાં પહોંચ્યા, તેણે નરેણીયા ખોતરી કાંટો કાઢ્યો, ઘેર જઈ રસિકની બાએ ગોળ–મીઠું ખદખદાવી પાટો બાંધ્યો! આજે મેગાની સ્મૃતિ વાગોળતાં તે દિવસના અનેક સંસ્મરણો રૂવાડાં ખડાં કરે છે! એ જિંદગી પણ કોઈ ઓર હતી!



ધરમપુર સંગીતને કારણે પણ ભારતભરમાં જાણીતું હતું. શાસ્ત્રીયસંગીતની પરંપરા વર્ષોથી ધરમપુરમાં ચાલી આવે. ધરમપુરના મહારાજાઓ સંગીતરસિક. એમાં વિજયદેવજી મહારાજા સંગીતના સારા જાણકાર .એમના કાકા કુમાર શ્રી પ્રભાતદેવજી ભારતમાં શ્રેષ્ઠ ગણાતા વીણાવાદકોમાંના એક. ધરમપુરમાં સંગીતશાળા ચાલે તેમાં ગ્વાલીયર ઘરેણાના પ્રખ્યાત પંડિત સીતારામ–કૃષ્ણરાવ પંડિતના ભાઇ સંગીતાચાર્ય. મહારાજા વર્ષમાં ઘણીવાર સંગીતના જલસા ગોઠવે ને અઠવાડિયા સુધી સંગીત મહોત્સવ ઊજવાય. ભારતભરમાંથી ખ્યાતનામ કલાકારોનો મેળો જામે. વાદ્ય અને કંઠ્ય સંગીતના સૂરોથી ધરમપુરનું વાતાવરણ જાણે ગન્ધર્વનગરી જેવું બની જાય.

આ વાતાવરણ ને કારણે મારામાં સંગીતપ્રેમ- જાગ્યો હતો. રાગરાગિણીઓ, સૂર કે લયનું કશું ય ભાન ન હોવાં છતાં નાનપણથી શાસ્ત્રીયસંગીત મને આકર્ષતું. પણ સંગીતશાળામાં જઈ શાસ્ત્રીય પદ્ધતિનું જ્ઞાન લેવાનો મને કદી વિચાર નહોતો આવ્યો

હું અંગ્રેજી ત્રીજીમાં ભણતો હતો ત્યારે કોઈ કારણસર મારે વલસાડ જવાનું થયું. સાથે મારો એક મિત્ર હતો. વલસાડનું કામ તો કલાકેકમાં પતી ગયું હતું. ધરમપુરની મોટર સાંજે ઊપડે, એટલે વખત ગાળવાનો

સવાલ હતો. વલસાડના બજારમાં ફરતાં, એક હેરકટીંગ સેલૂનનું પાટિયું વાંચ્યું. કોઈ ગ્રાહક નહોતા એટલે અમે વાળ કપાવવા માટે અંદર ગયા. સેલૂનનો માલિક ગુલામ (નામ તો ચોક્કસ યાદ નથી) તબલા પર રીયાઝ કરતો હતો, એનો કોઈ સાથી પાસે બેસીને ગાતો હતો. કયો રાગ હતો તે ત્યારે ખબર નહોતી પણ પાછળથી જાણેલું કે એ રાગ ભૈરવી હતો, 'યમુના કે તીર...'ની પંક્તિને, એ ઉલટાવી ઉલટાવીને સુંદર હલકે, પલટા મારીને ગાતો હતો, ગુલામ તોડા મારીને સરસ ઠેકો મારી સમ ઉપર આવતો. એવા માદક વાતાવરણમાં અમે બન્ને એક અરસિક કામ માટે દુકાનમાં ખડા હતા. ગુલામે તબલા ઠેકાણે મૂક્યા. કાતર-ગશીન લીધાં અને નાદબ્રહ્મનો આનંદ પડતો મૂકી અન્નબ્રહ્મની આરાધના શરૂ કરી ! એના શાગિર્દે પણ બીજી ખુરસી ઉપર કામ શરૂ કર્યું !

પણ સંગીતની અસરથી તેઓ મુક્ત નહોતા, 'યમુના કે તીર' એ બંદીશ પેલો શાગિર્દ તાન પલટા સાથે ગાય ને ગુલામ કાતર કે મોઢેથી 'હાં'. બોલીને તેને સમ ઉપર ઠેકો આપે. સંગીતને બહેલાવતાં બન્ને સંગીતની વાતે ચઢયા ને ધરમપુરના કુમાર શ્રી કાકાસાહેબ પ્રભાતદેવજીની વીણા વાદનમાં પ્રવીણતા વિષે તારીફ કરવા લાગ્યા, 'બીનકે તાર જબ છેડતે હૈં, માનો દરિયા ઝૂમતા !', એ રીતે પ્રભાતદેવજી સાહેબનો પહેલો પરિચય જાણ્યો !

કુ. પ્રભાતદેવજી સાહેબને ધરમપુરના મહારાજા સાથે અણબનાવ થયેલો. રાજખટપટના ભોગ બનીને તેમને ધરમપુરમાંથી દેશવટો લેવો પડયો હતો ત્યારે વલસાડ પાસે આવેલા તિથલમાં તેઓ રહેતા. એ કારણે એમના સંગીતનો લાભ વલસાડની પ્રજાને મળેલો. વલસાડમાં એમના ઘણા શિષ્યો આજે પણ હયાત છે. એમની જયંતી ઊજવે છે ને એ રીતે સંગીતનો કાર્યક્રમ યોજી ગુરુસ્મરણ યાદ કરે છે.

ચાંદીના કડાં અને સળિયા વાળા શણગારેલા સુંદર ઝૂલા ઉપરથી ગતાં સુતાં સુન્ની જાનનું, મુગ્ધ સંગીત સાભળતા. સુન્નીજાન ઝૂલાથી થોડે દૂર આવેલી મશરૂની ગાદી વાળી બેઠક ઉપર રેશમી ગોળ તકિયે અઢેલીને એક હાથે તાનપૂરો છેડે તો બીજા હાથે ઝૂલાની દોરીને પોતાના કોમળ હાથથી ખેંચી સરકારને ઝુલાવે. ત્યારે રૂપેરી કડાંમાંથી હીંચકાનાં આંદોલનને કારણે જે સુમધુર, કીચૂડ કીચૂડ અવાજ નીકળે, તેની સાથે પોતાનો સૂર મેળવી ઋતુ ઋતુ અને પ્રહર પ્રહરનાં રાગ રાગિનીઓ છેડે. ફૂલ, અત્તર અને ગુલાબ જળના છંટકાવથી વાતાવરણ માદક બન્યું હોય, તેમાં સુન્નીજાનનું સંગીત કોઇ અદ્દ્ભુત રંગ જમાવે સૂરોને બહેલાવાની અને શબ્દોને લાડ લડાવવાની સુન્ની જાનનાં સંગીતમાં કોઇ અજબ તાસીર ભરી હતી. પ્રખ્યાત ઉસ્તાદ અબ્દુલકરીમખાં, સુન્નીજાનના ગુરુભાઈ થાય. બન્ને એક જ ગુરુના શિષ્ય એટલે અબ્દુલકરીમખાં અવરનવાર સુન્નીજાનને મળવા આવતા. સુન્નીજાન એકવાર ઝૂલાઝુલાવતી આ રીતે ગાઈ રહી હતી, ત્યારે દરબારે પૂછ્યું, 'ઉસ્તાદ-સુન્નીજાન કૈસી ગાતી હૈ?' ખાંસાહેબે જવાબ આપ્યો,

"सरकार, मैं तो उनकी चार आनी हूँ॥"

સંગીતની આવી હવા મને ધરમપુરના વાતાવરણમાંથી મળેલી એટલે બાપુજી જીવતા હતા ત્યારે એક દિવસ હું સંગીતશાળામાં દાખલ થવા માટે એમને પૂછ્યા વિના જ ગયો સંગીતશાળામાં દાખલ થનારની પૂરી તપાસ કર્યા પછી જ કાકાસાહેબ દાખલ કરવાની પરવાનગી આપે હું અને અન્ના કાકાસાહેબ પાસે ગયા. એમણે પિતાજીની પરવાનગી લઈને આવ્યા છો કે કેમ એ અંગે પૂછ્યું, અન્નાનું, તો આખુ કુટુંબ સંગીતનું શોખીન દક્ષિણીલોકોમાં સંગીતની પરંપરા છે, તેથી ગુજરાતમાં તે જમાનામાં તો નહિવત્, એટલે અન્નાને તો એના પિતાએ પરવાનગી આપી હતી. હું પૂછ્યા

કુ. પ્રભાતદેવજી વિશે એક લોકવાનકા બહુ પ્રચલિત છે. ધરમપુર રાજ્યનું એક ગામ ટીસ્કરી તેમને જાગીરીમાં મળેલું. ત્યાં તેમનો બંગલો, છે. બંગલાથી થોડે દૂર સુંદર તળાવ છે. તળાવમાં કમળો પણ ખીલે, શીંગોડા થાય. પાસે મહાદેવનું મંદિર છે ને મંદિરની બાજુમાં સુંદર આંબાવાડી છે. આવા સુંદર પ્રાકૃતિક વાતાવરણમાં પ્રભાતદેવજી તળાવને કિનારે એકાંતમાં બેસીને બીનનો રીયાઝ કરતા. શિયાળાની એક સુંદર સવારે એ રીતે જ્યારે તેઓ બીનનો રીયાઝ કરતા હતા ત્યારે તારોના ઝંકારથી વાતવરણ પણ સંગીતમય બન્યું હતું. વૃક્ષો મંદ મંદ પવનમા ડોલતાં હતાં. તળાવનાં પાણીમાં ધીમી લહરા ઊઠતી હતી. ને વીણાના સૂરોએ વાતાવરણને જાણે જકડી લીધું હોય તેવી પરમ શાંતિ છવાઈ હતી. કાકા સાહેબ સૂરોમાં સમસ્ત હૃદયને હાલવીને નાદબ્રહ્મની સમાધિમાં લીન હતા. ત્યાં સંગીતના સૂરોથી આકર્ષાઈ એક મોટો ફણિધર નાગ, ત્યા આવી ડોલવા લાગ્યો. કાકા સાહેબનું તો એ તરફ ધ્યાન જ નહોતું. એ તો સૂરોમાં ખોવાઈ ગયા હતા. સૂરોએ એક નવીન સૃષ્ટિ રચી હતી! એમાં તેઓ મસ્ત હતા. નાગ પણ ધ્યાનમગ્ન થઈ સૂરોને તૃપ્તિથી પીતો હતો. કલાકાર અને રસિકભોક્તા, રસસમાધિમાં લીન હતા! રીયાઝ પૂરી થવાની તૈયારી હતી ને કાકસાહેબની નજર સંગીતમાં મસ્ત ડોલતા નાગ ઉપર પડી. સંગીત બંધ કરે તો નાગ ગુસ્સે થઇ ડંખ દે, એટલે સમયસૂચકતા વાપરી સૂરોને એમણે એ રીતે બહેલાવ્યા કે નાગ પરમતૃપ્તિ અનુભવતો ત્યાંથી વિદાય થયો!

ધરમપુર રાજાના એક ભાયાત સંગીતના અજબ શોખીન હતા. એમણે ચુન્ની જાન નામની ખ્યાતનામ ગાયિકાને પોતાની રખાત તરીકે રાખી હતી. તેની પાસે ઇચ્છા થાય ત્યારે સંગીત સાભળતા બપોરે જમ્યા પછી અને રાત્રે ઊંઘતી વખતે પોતાના

ચાદીના કડા અને સળિયા વાળા નગ્ગુમારેલા સુદર ઝૂલા ઉપરથી સૂતા સૂતા ચુન્નીજાનનુ સુરીલુ સંગીત સાભળતા. ચુન્નીજાન ઝૂલાથી થોડે દૂર આવેલી મશરૂની ગાદી વાળી બેઠક ઉપર રેશમી ગોળ તકિયે અઢેલીને એક હાથે તાનપૂરો છેડે તો બીજા હાથે ઝૂલાની દોરીને પોતાના કોમળ હાથથી ખેચી સરકારને ઝુલાવે. ત્યારે રૂપેરી કડામાથી હીચકાના આદોલનને કારણે જે સુમધુર ચીચૂડ ચીચૂડ અવાજ નીકળે, તેની સાથે પોતાનો સૂર મેળવી ઋતુ ઋતુ અને પ્રહર પ્રહરના રાગ રાગિનીઓ છેડે. ફૂલ, અત્તર અને ગુલાબ જળના છંટકાવથી વાતાવરણ માદક બન્યુ હોય, તેમા ચુન્નીજાનનુ સંગીત કોઇ અદ્ભુત રગ જમાવે સૂરોને બહેલાવાની અને શબ્દોને લાડ લડાવવાની ચુન્ની જાનના સંગીતમા કોઇ અજબ તાસીર ભરી હતી પ્રખ્યાત ઉસ્તાદ અબ્દુલકરીમખા, ચુન્નીજાનના ગુરુભાઈ થાય. બન્ને એક જ ગુરુના શિષ્ય એટલે અબ્દુલકરીમખા અવરનવાર ચુન્નીજાનને મળવા આવતા. ચુન્નીજાન એકવાર ઝૂલાઝુલાવતી આ રીતે ગાઈ રહી હતી, ત્યારે દરબારે પૂછ્યુ, 'ઉસ્તાદ ચુન્નીજાન કૈસી ગાતી હૈ?' ખાસાહેબે જવાબ આપ્યો,

"सरकार, मैं तो उनकी चार आनी हूँ।"

સગીતની આવી હવા મને ધરમપુરના વાતાવરણમાથી મળેલી એટલે બાપુજી જીવતા હતા ત્યારે એક દિવસ હું સંગીતશાળામા દાખલ થવા માટે એમને પૂછ્યા વિના જ ગયો સંગીતશાળામા દાખલ થનારની પૂરી તપાસ કર્યા પછી જ કાકાસાહેબ દાખલ કરવાની પરવાનગી આપે હું અને અન્ના કાકાસાહેબ પાસે ગયા .એમણે પિતાજીની પરવાનગી લઈને આવ્યા છો કે કેમ એ અગે પૂછ્યુ, અન્નાનુ તો આખુ કુટુબ સગીતનુ ગોખીન દક્ષિણીઓમા સંગીતની પરપરા છે, તેવી ગુજરાતમા તે જમાનામા તો નહિવત્, એટલે અન્નાને તો એના પિતાએ પરવાનગી આપી હતી. હું પૂછ્યા

વિના જ આવ્યો હતો બીજે દિવસે બાપુજીને પૂછ્યું એટલે તેમણે તો ઘસીને ના પાડી, 'સંગીત મીંગળાઈ શીખે, આપણે બ્રાહ્મણોને એ શીખવું ન છાજે, નટ, વીટ, ચેટ. એવા નીચ વર્ણનો એ ધંધો ગણાય.' આમ ઇચ્છા છતાં હું સંગીતશાળામાં દાખલ ન થઈ શક્યો, પણ સંગીતપ્રત્યેની અભિરુચિ તો કાયમ જ રહી. ધરમપુરમાં જલસાઓ થાય. આમંત્રિતો જ ત્યાં જઈ શકે અમને નાના છોકરાંઓને દરબારમાં કોણ જવા દે? પણ અમારી વીસ પચીસ છોકરાની ટોળી દરબારગઢના પટાગણમાં ઊભી રહે. મહારાજા સાહેબની મોટર આવે એટલે એક સાથે, 'મહારાજા વિજયદેવજી મહારાજકી જય' એમ જયધ્વનિથી વાતાવરણ ગજાવી દઈએ. મહારાજા મોટરમાંથી નીચે ઊતરે, 'અમને પણ જલસો સાંભળવો છે બાપજી' એવી વિનંતિ કરીએ 'ગરબડ ન કરજો નહિ તો કઢાવી મૂકીશ.' એવી ચેતવણી આપે પછી જલસામાં જવાની રજા મળે.

મારો કંઠ નાનપણમાં ઘણો સારો. શાળામાં શિક્ષક મારી પાસે કવિતા ગવડાવે તે હું સુંદર હલકે લયબદ્ધ ગાઉં. પ્રાર્થના પણ હું જ ગવડાવતો, બાપુજીના મૃત્યુ પછી સંગીત શીખવા જતાં રોકનાર કોઈ રહ્યું નહિ. હું સંગીતશાળામાં ચારેક વર્ષ ગયો હોઈશ. શરૂઆતમાં કંઠ્ય સંગીતમાં થાટો અને તેની રાગ-રાગિણીઓ શીખ્યો, પછી દિલરૂબા શીખવાનું નક્કી કર્યું, પણ અમારા સંગીત શિક્ષકને દારૂનું ભારે વ્યસન. બ્રાહ્મણ છતાં ચોવીસ કલાક નશામાં જ રહે. વહેલી સવારે એ ઘેર બોલાવે. રીયાઝ કરાવે. પણ ધૂની ભારે, અમે એમનું ઘણું કામ કરીએ. ક્યારેક રાંધી પણ આપીએ. એ પણ અમને ક્યારેક ખવડાવે. પણ એમના માટે દારૂ લાવવાનું જ્યારે એ અમને કહે ત્યારે જરી ગમે નહિ. અન્ના તો એનો ભક્ત થઈ ગયો હતો. જે હુકમ કરે તે ખડેપગે બજાવે, વિનાવાંકે ગુરુ દબડાવે તે સહન કરે, ક્યારેક એકાદ સૂર ખોટો નીકળે, કે સૂરા કે એ તાલ થઈએ કે

નેતરની સોટી પડે, ક્યારેક ગાળો પણ ભાંડે, એટલે એ અંગે અમે કાકાસાહેબને ફરિયાદ કરી પણ કાકાસાહેબે તો અમારો જ ઉધડો લીધો. અમને શિખામણ આપી કે ગુરુ વિરૂદ્ધ શિષ્ય ફરિયાદ કરતો થાય પછી એ વિદ્યા કદી ન શીખી શકે. ગુરુના દોષોને જોવાની ટેવ જ ખરાબ. એમની પાસે જે સારું છે તે ગ્રહણ કરવાની વૃત્તિ હોય તો જ સંગીતદેવીની કૃપા ઊતરે, બાકી સંગીત ન શીખાય. મારે ગળે એ વાત ઊતરી, પણ સંગીતશાળામાં જવાની ત્યાર પછી બહુ હિંમત થતી નહિ, તેથી સંગીત હું ન શીખી શક્યો, જ્યારે અન્નાની સાધના તેની ગુરુભક્તિ અજોડ હતાં તો આજે એ સંગીત સારી રીતે જાણે છે. ઘણા તંતુવાદ્યો અને તબલા, જલતરંગમાં એણે અદ્દભુત પ્રાવિણ્ય મેળવ્યું છે જ્યારે હું એવો જ અર્ધદગ્ધ રહ્યો છું!

સંગીતના શોખને કારણે શાસ્ત્રીયસંગીતનો રસાસ્વાદ હું માણી શકું છું. ફુરસદની પળોમા, દુ:ખ કે આનંદના પ્રસંગે સંગીત મારો સહારો બન્યુ છે. એ દુ:ખનો ભાર ઓછો કરે છે, શારીરિક કે માનસિક શ્રમને દૂર કરે છે. સૂર અને લયની થોડી સૂઝને કારણે નાદબ્રહ્મના દૈવી આનંદનો અનુભવ કરી શકું છું. પ્રત્યેક રાગનું અલગ વ્યક્તિત્વ, હોય છે, સૂર પણ એક આકૃતિ–સ્વરૂપ ધારણ કરે છે આ બધુ સંગીતનું જ્ઞાન હોય તો જ એનો સાચો આનંદ માણી શકાય! પણ દરેક કલા પ્રાપ્ત કરવા માટે સાધના જરૂરી છે. સાધના ન હોય તો કલાને પામી ન શકાય. એમ સાધના વિના હું એ કલાની પ્રસાદી ન પામી શક્યો.

સંગીત અંતરતમને વિકસાવે છે ગુજરાતમાં આજે શાસ્ત્રીયસગીત શીખવાની ભૂખ જન્મી છે છતા મહારાષ્ટ્ર કરતાં ગુજરાત એ બાબતમા ઘણું પછાત છે એનું કારણ કદાચ એ પણ હોઈ શકે કે વ્યાપારપ્રિય પ્રજાને આવા શોખ પોસાય નહિ, એમા તો ખુવાર થવું પડે, એવો ઊંડે ઊંડે ભય પણ ખરો.

સંગીત વિશે ગુજરાતમાં ખાસ તો રૂઢિચુસ્ત લોકોમાં, થોડોક ભ્રામક ખ્યાલો પણ પ્રવર્તે છે. સંગીત એ નીચવર્ણનો વ્યવસાય મનાય છે. સંગીત સાથે દારૂ ને એવા બીજા વ્યસનો સેવતા થઈ જવાય એવો પણ ભય. બીજો અભ્યાસ અટકી પડે, છોકરીઓથી તો સંગીત ન શીખાય આવા આવા અનેક ભ્રમો ઊભા કરવામાં આવ્યા છે. જોકે એમાં ક્યાંક ક્યાંક થોડું તથ્ય પણ હશે.

સંગીત તો ગુજરાતની પુરાણી પરંપરા છે. નરસિંહે મલ્હાર ગાયો હતો ને વરસાદ પડ્યો હતો. નરસિંહના ઘણા પદો સારંગ, મલ્હાર ને બીજા રાગોમાં રચાયા છે. દીપક ગાનાર તાનસેનને વડનગરની બે નાગર કન્યાઓ, તાના રીરીએ મલ્હાર ગાઈને શાંત કર્યો હતો. સોરઠ, બીલાવલ, ખંભાવતી એ ગુજરાતના જ રાગો છે. આપણા વૈષ્ણવ મંદિરોમાંથી જે હવેલી સંગીત તરીકે ઓળખાય છે ત્યાં આજે પણ શાસ્ત્રીય સંગીતમાં જ ભજનો ગવાય છે. ગુજરાતના ગરબી અને રાસ ભારતભરમાં જાણીતા છે.

કલાકાર નિર્વ્યસની હોય તો જ તેને પ્રતિભા મળે. વ્યસની કલાકારોએ જિંદગી બરબાદ કરી છે. આજે ગુજરાત અને હિંદભરમાં અનેક કલાકારો, સંગીતકારો, ઉસ્તાદો નિર્વ્યસની છે. અભણ અને નીચ ગણાતા વર્ણમાં આ કલા આવી પડી પછી એમાં વિકૃતિ આવી. મુગલોએ સંગીતમાં જે ભક્તિનું તત્ત્વ હતું તેને બદલે તેને વિલાસપ્રધાન બનાવ્યું. આ કારણે એક ઉત્તમ કલાની અવદશા બેઠી. આજે હવા બદલાઈ છે. આજે તો ગુજરાતમાં સંસ્કારી માબાપો પોતાના બાળકોને સંગીત શીખવવામાં ગર્વ અનુભવે છે. અમદાવાદ, વડોદરા ને બીજા નાના શહેરોમાં પદ્ધતિસરનું સંગીત શિક્ષણ અપાય છે. સંગીતની કોલેજ પણ નીકળી છે. વડોદરા, ભાવનગર, ધરમપુર ને બીજા અનેક દેશી રજવાડાએ સંગીતને પોષ્યું–ઉછેર્યું, એ કામ હવે ગુજરાત સરકારે વધારે ઉત્સાહથી કરવું જોઈએ.

☆

## [ ૨૫ ] ચોપડાંની ઇંદ્રજાળ

ત્રણેક દાયકા પહેલાની આ વાત છે. જ્યારે શાહુકારો ગરીબ અને અજ્ઞાન રાનીપરજ ખેડૂતનું શોષણ કરતા હતા. ઋણરાહતનો ત્યારે કોઇ કાયદો નહોતો. તેમાં દેશી રાજ્યમાં તો આવા શોષણ-ખોરોને ઘી કેળાં હતાં. રાજા અને અમલદારોના જુલ્મ કરતાં આ શરીફ ડાકુઓની લૂંટ, ગરીબ પ્રજાનાં હાડમાંસને ચૂંથવામાં જરાય અરેરાટી નહોતી અનુભવતી. કચડાયેલી પ્રજાનો કોઈ ધણીધોરી નહોતો. રાંકડી, ભોળી, લંગોટિયા પ્રજા, મૂંગા ઢોર કરતાં બદતર જીવન જીવતી ઢેફાં સાથે ઢેફાં કરતાં પણ જડતાભર્યું એમનું જીવન. ઉજ્જડ જમીનમા થોડું ગણું પકે તેમાં રાજા અમલદાર ઘગડું (પોલીસ) તલાટી, ભૂવો અને શાહુકાર સૌનો ભાગો. પ્રસંગે બધું કામ પડતું મૂકી બધાને ત્યા વેઠ કરવા એ બંધાયેલો. ગુલામથી પણ બદતર જિંદગી એ જીવે. ને ઉજળા–અજીવા લોકો એની લાચારીનો લાભ ઉઠાવે. સત્તર પંચા પંચાશું, ગણિન ગણનાર શાહુકાર વધારે સારો ગણાય, એની એનાં ચોપડાંની ઇંદ્રજાળ કે એની સાત પેઢી પણ ઋણમાંથી કદી મુક્ત થઇ ન શકે.

મારા પિતાજીને પણ શાહુકારી કરી પૈસા કમાવા કોઇ ભાઇબંધે બતાવેલો એટલે લોભે લોભે એની ગાયે

ધંધો પણ કરતા ધરમપુરની ઉત્તર બાજુ!! પ્રજા દક્ષિણ વિભાગની પ્રજા કરતાં થોડી સુધરેલી ઉત્તર વિભાગમાં દૂબળા, ધોડિયા અને નાયકા પ્રજા રહે. પિતાજીને 'હાઉકાર' (શાહુકાર) કરીને જ સૌ બોલાવે. પિતાજીનું મૃત્યુ થયું, જમીન ગણોતે ખેડવા, તેની દેખભાળ કરનાર કોઇ રહ્યું નહિ, એટલે અમે મળ શેઠને સોંપી દીધી. હવે ગુજરાનનાં સાધન તરીકે દૂધાણું ને પિતાજીની ઉઘરાણી એ જ રહ્યાં. વિધવા બાને માથે બે નાના દીકરા, એક નાની દીકરી, ઉપરાંત ત્રણ પરણેલી બહેનોના વ્યવહાર સાચવવાની, બધી જ જવાબદારી આવી પડી. એક નાનું ખેતર બાપુજીને નામે હતું બહુ ઉપજાઉ નહિ, એટલે આર્થિક સંકડાશને કારણે વેચી દેવું પડયું. બા બિચારી રાત દિવસ ઢોરવૈતરું કરે, કદી જંપીને ન બેસે. કોઇને ત્યાં જરૂર પડે રાંધી આપે, ત્યારે માંડ માંડ બે ટંક રોટલા મળે. બાપુજી શાહુકારીનો ધંધો કરતા, પણ ધરમાં ભાગ્યે જ કશો બચત મૂકી ગયેલા. એમનું બારમું પણ બાએ ત્રેવડ કરીને સંઘરેલા પૈસામાંથી કર્યું, ત્યારે આબરૂ રહી બાકી 'બાધી મૂડી લાખની.' બાપુ કશું રોકડ મૂકી નહોતા ગયા, ને મૂકે પણ શી રીતે? સ્વભાવ વધારે પડતો ઉદાર-ઉડાઉ. ભાઇબંધ મહેમાનોમાં જ થોડું ઘણું ખરચતું તે સાફ થતું. વળી એ જમાનો પણ સોંઘારતનો. દસ રૂપિયે હારો (૨૧ મણનો મોટો હારો) ડાંગરને વેચતા, એ જ પ્રમાણે બીજી ચીજ વસ્તુ. એમાં બચત શી રીતે થાય? એટલે કુટુંબનો બોજો એકલે હાથે ઉંચકતાં તો બાને નવનેજાં પડ્યાં. દીકરામાં હું મોટો એટલે ચૌદ વર્ષની ઉંમરે ગામડે ઉઘરાણી કરવા, બા મને જ મોકલે. દેણદારો પ્રામાણિક, પણ ખેતીનાં વર્ષો એક પછી એક એવા ખરાબ આવે કે રોકડ કશું આપી ન શકે, ક્યારેક થોડું ઘણું આપે. અમારા કુટુંબને આપદા ન પડે એટલા ખાતર પોતે પેટે પાટા બાંધી, આછું પાતળું ખાઇને પણ જે મળે તે વ્યાજ પેટે ભરી જતા.

ધરમપુરથી પાંચેક માઇલ દૂર મરઘમાળ ગામે રાનીપરજ કોમના જીવલા નામના ખેડૂત પાસે અમારું લેણું નીકળે. કાંઇ વર્ષોમાં જીવલાની સ્થિતિ બહુ કપરી થઇ ગયેલી, પૈસા તો જે મળે તે આપે પણ બાપુના મૃત્યુ પછી વર્ષોવર્ષ લાકડાં, ડાંગર, કઠોળ, ગોળ, કેરી, શાકભાજી, ઢોર માટે ઘાસ ને એવું કંઇને કંઇ વ્યાજ પેટે ભરે. વર્ષ ગમે તેવું નબળું પડયુ હોય તો ય, 'હાઉકારના પોયરાંને આપદા ની પડવી જોઇએ.' એ ભાવનાથી કંઇને કંઇ આપવું જોઇએ, એવો દાનતનો શુદ્ધ !

બાપુજી જીવતા ત્યારે જીવલો અવરનવર ઘેર આવતો. મારા ઉપર પુષ્કળ પ્રેમ શેરડી, બોર, જાબુ કેરી એવુ પરચૂરણ કંઇક મારા માટે લાવે. તેની સાથે કોઇકવાર તેનો પુત્ર ગોવિંદ પણ હેર (શહેર) જોવાની લાલચે આવે. લંગોટી ને મેલું જીર્ણ ડગલું, એ એનો પોષાક. જીવલો જુવાનીમાં પણ ખખડી ગયેલો, હાડપિંજર જેવો, તો એનો પુત્ર ગરીબડો, અર્ધનગ્ન દશામાં ખુદ દરિદ્રતાને પણ શરમ આવે એવી કંગાલિયતના પ્રદર્શન જેવો ! જીવલાના કુટુંબની કરૂણદશા છતા તેની અજ્ઞાન વફાદારીને મૂક સાક્ષી જેવો હું માત્ર જોયા કરતો !

બાપુ ગુજરી ગયા પછી બા મને ઉઘરાણીએ મોકલે. મરઘમાળમાં પણ જીવલા ઉપરાત એક બે લેણદાર હતા. તેઓ જીવલાની સરખામણીમાં જરા ઠીક સ્થિતિના કહેવાય. એટલે બાને તેમના પૈસા નિયમિત મળતાં બીજું પરચૂરણ અનાજ, કઠોળ પણ મળતું, પણ બાપુના મૃત્યુ પછી જીવલો તદ્દન ભાંગી ગયો. પત્ની મરી ગયેલી તેના બારમાં માટે બીજે શાહુકાર કરેલો ! એટલે જીવલા ઉપર જરા કડક ઉઘરાણી થાય !

રવિવારે સવારે બા મને વહેલો ઉઠાડે ને ઉઘરાણીએ મોકલે. ભાથામાં કોઈવાર સુખડી, તો કોઈવાર સક્કરપારા બનાવી આપે. એટલે ઉઘરાણીએથી વહેલું મોડું થાય તો ખાવાની ચિંતા ન રહે. દિવાળી પછી તો લગભગ દર રવિવારે ઉઘરાણીએ જવાનો કાર્યક્રમ નક્કી જ હોય. દસ પંદર માઈલ ચાલતા જઈ ને આવીએ તો પણ થાક કે કંટાળાની કદી ફરિયાદ નહિ. એમાં આનંદ આવે. નદીમાં નહાવાનું મળે, ઋતુ ઋતુનાં ફળો ખાવા મળે. ચણાનો ઓળો, શેરડી, બોર, કેરી જે મળે તે પેટ ભરીને ખાવાનું ને ઘર માટે પણ લાવવાનું, સાથે બે ત્રણ મિત્રો હોય એટલે રસ્તો ક્યાં કપાઇ જાય તે ખબર પણ ન પડે.

એક રવિવારે એ જ રીતે ઉઘરાણી કરવા જીવનાને ત્યાં, મરઘમાળ ગામે જવાનું થયું સાથે મારા મિત્રો, મહમદ ને રસિક હતા બીજે ઉઘરાણી કરવા જવાનું નહોતું એટલે દસ વાગતા ઘેર આવી જઈશું એ ગણતરીએ બાએ કશું ભાથું બંધાવ્યું નહોતું. અમે જીવલાને ઘેર પહોંચ્યા તો માલૂમ પડયું કે જીવલો કામ અંગે કશે બહાર ગયેલો, 'બારેક વાગતા આવી પૂગ હે.' એમ ગોવિંદે કહ્યું, એટલે સમયનો સદુપયોગ કરવા અમે એનાં ખેતરમાં ઊપડયા. બોરડી ઉપરથી સરસ મઝાનાં મીઠાં રાંદેરી બોર પાડયાં, ખાધાં ને ગજવાં ભર્યાં. મરચીના છોડ ઉપરથી મરચાં, તો રીંગણીના છોડ ઉપરથી રીંગણાં, તોડીને થેલી ભરી. ગોવિંદે બાવળનાં દાતણ કાપી આપ્યાં તે લીધાં. નદીમાં નહાયા, ને જીવલાની ઝૂંપડીએ આવ્યા ત્યારે જીવલો આવી ગયો હતો. તેણે પૂછ્યું, 'ભીખલા, બપોર થૈ ગ્યા કંઈ ખાધું કે ની? ડોહાડીએ (ડોસીએ) કંઈ બાંધી આયલુ છે ?' મેં કહ્યું કે, અમે તરત પાછા જવાના હતા એટલે ભાથું નથી લાવ્યા. હવે તો ઘેર જઈને ખાશું. જીવલો કહે, 'પોયરા ભૂખો તો ની જ જવા દઉં. દાળ ચોખા આપું તે ખીચડી બનાવી કાઢ.' ખીચડી કે દાળ-ભાત અને

બહુ ભાવે નહિ, ને એ કડાકૂટ કોણ કરે? એટલે ના પાડી. પણ જીવલો એમ શાનો માને? 'ભીખલાને હીગ (શીરો) ભૌ ભાવે.' એટલે એણે ગોવિંદને મોકલી કયાંકથી પાશેર ગાયનું ઘી મંગાવ્યુ. મોટી દીકરી પાસે ચોખા દળાવ્યા, થોડો ગોળ કાઢી આપ્યો, ત્રણ પથ્થર મૂકી ચૂલો બનાવ્યો. કાસાના તાસળામા લાકડાના તવેથાથી આવડે એવો શીરો બનાવ્યો જીવલો કેળનાં પાન કાપી લાવ્યો, ગોવિંદે થોડા કાંદા સમારી આપ્યા અને અમે ત્રણ જણા શીરો ખાવા બેઠા. પ્રેમનો શીરો, એનો આનંદ વળી ઔર જ હોય છે. અમે ધરાઇને ખાધું. રસિકે ઓડકાર ખાઇને સંતોષ વ્યકત કર્યો. થોડો આરામ કરી અમે ઘેર જવા નીકળ્યા, 'પૈહાની જોગવાઈ હમણાં ની થવાની.' એમ જીવલાએ લાચારી વ્યકત કરી. ગોવિંદ વાડામાંથી વાલોર (પાપડી) ને રીંગણા લઈ આવ્યો, પણ અમારી થેલી તો ભરેલી હતી, એને મૂકવા કયા? મેં જીવલાને એકાદ થેલી હોય તો આપવા કહ્યુ. ત્યારે જીવલો કહે, 'બોડીને ત્યા વળી કાહકી કેવી?' (વિધવા સ્ત્રી પાસે કાસકી કયાંથી હોય!) ને એક ફાટેલો કટકો આપ્યો તેમા રીંગણા, પાપડી બાધી, અમે ચાલી નીકળ્યા!

તે રાતે મોડે સુધી ઊંઘ ન આવી. જીવલાના જ વિચાર આવ્યા કર્યા. એક બાજુ જીવલાનો પ્રેમ ને બીજી બાજુ તેની કારમી ગરીબાઇ યાદ આવ્યા. એનું પેલું વાકય, 'બોડીને ત્યાં વળી કાંહકી કેવી?' ઘડી ઘડી યાદ આવ્યા કર્યું. રાત આખી અજંપામાં ગાળી. હુ શોષણખોર છું. બોડી જેવી જીવલાની દુર્દશા કરનાર હું જ છું. એવો ભાવ જાગ્યો શીરો જમતા હતા ત્યારે જીવલાના નાગુડિયા ને પેટમાં વેંત વેંત ખાડા પડેલા નાના છોકરા કેવું ટીકી ટીકીને જોઈ રહ્યા હતા, તે દશ્ય ખડુ થયુ. ભણવા ગણવાની ને રમવાની ઉંમરે, કોઇ ગોવાળિયામાં જતો, કોઈ ખેતરમા ચાર કાપતો, કે બળતણ માટે લાકડાં કાપતો, કોઇ શેઠિયાને ત્યા, શાહુકારી પેટે વેઠ કરતો,

ત્યાં હું બીજો શાહુકાર બેઠો બેઠો ખાતો હતો! એના છોકરાના મોંનો કોળિયો મેં જ ઝૂંટવ્યો હોય એમ મને લાગ્યું ને ને પણ એવું હોય તેમ એ થેલીઓ ભરીને શાકભાજી લઈ આવ્યો! મારી જાત ઉપર મને તિરસ્કાર આવ્યો!

સવારે બાને પૂછ્યું, 'બા, જીવલાનુ દેવુ ક્યારે પૂરું થશે? એ બિચારો તો કેટલો ગરીબ છે? શી રીતે દેવું ભરી શકશે?' બાએ ગુસ્સે થઈને કહ્યું, 'ફોગટ થોડું આપે છે? મૂળાનાં પતિકા જેવા રૂપિયા, રોકડા કાઢીને આપ્યા છે.' મારે ગળે એ વાત ન ઊતરી.

વરસ દિવસ પછી જ જીવલો ફસલ લઈને આવ્યો હતો ગાડું છોડી, પછેડીમાં બાંધી લાવેલો નાગલીનો રોટલો, ઓટલે બેસીને ખાતો હતો. બાએ અથાણું ને થોડી દાળ આપ્યાં હતાં. એને ઘેર મને શીરો જમવાનો હક, જ્યારે મારે ઘેર એનું જ ખાવાનું ઓટલે બેસીને, ઓશિયાળાની જેમ ખાય! એ વિરોધાભાસ મને ખૂંચ્યો. હું ત્યારે દસમાં ધોરણમાં ભણું. બા બહાર પાણી આપવા આવી હતી, તેને જીવલાએ કહ્યું, 'બામણી, પોયરો તો હાવ સુકાઈ ગીયો, કંઈ ખાવાનું આપતી છે કે?' 'ઘણુંય ખાય છે પણ શરીર ક્યાં વળે છે?' બાએ જવાબ આપ્યો. હુ બન્નેની વાતચીત સાંભળતો ત્યાં બેઠો હતો. બા પૈસા માટે તકાદો કરતી હતી. જીવલો એનું દુ:ખ રડતો હતો

બા ગઈ એટલે મેં જીવલાને પૂછ્યું, બાપુએ તને કેટલા રૂપિયા ધીર્યા હતા?' જીવલાએ અતિશયોકિત વિના બધી વાત કહી: જીવલો મૂળ કોઈકની ગણોતે ખેતી કરે, તે ખેતર વેચાતું લેવા તેણે બાપુ પાસે રૂપિયા ત્રણસો વ્યાજે લીધેલા, બે ત્રણ વર્ષમાં પૈસા વસૂલ

કરશે એની એને શ્રદ્ધા પણ વર્ષ એક પછી એક ખરાબ આવ્યાં, રોકડ બહુ નહોતું આપી શક્યો. મેં ચોપડામાં જોયું તો વ્યાજનું વ્યાજ ચઢીને રૂા. ૧૫૦૦ લેણા નીકળતા હતા ! બાપુના મૃત્યુ પછી હિસાબનું કામકાજ બાપુના મિત્ર, દાસકાકા કરી આપતા. ત્રણ વર્ષ પછી નવું ખાતુ પાડવાનું હતું એટલે દાસકાકાએ જીવલાને અંગૂઠો પાડવા બોલાવ્યો હતો.

વર્ષોવર્ષ ફસલ ભરી જાય. શાકભાજી, લાકડાં, ઘાસ, ગોળ, આપી જાય, તે બધું મફતમાં ! ચોપડે રોકડા રૂપિયા સિવાય કશું જમે ન થાય. આવે ત્યારે ખાતું થોડુ ઘણુ કામ કરી જાય છતાં જીવલો હાઉકારનો જનમ જનમનો ઋણી ! પૈસા ખોટા કરવાની જરાય દાનત નહિ 'તારા પેહા દૂધે ધોઇને આલવાના' એવી પ્રમાણિકતા. એ જીવલો ગત દિવસ કાળી મજૂરી કરે તો ય એનાં છોકરાં ભૂખે મરે. આટઆટલું આપવ છતાં ત્રણસોના પંદરસો શી રીતે થયા તે સમજવા જેટલી તેનામા બુદ્ધિ તો શાની હોય ? શાહુકારનો ચોપડો; જરુ થોડું વાચે !' એવો એને વિશ્વાસ. આવી અંધ વફાદારીને વરેલા, શોષિત દરિદ્રનારાયણની કરુણ દશા જોઇને મારું હૃદય કરી ઊઠયું. મુદ્દલ કરતા તો કેટલું ય વધારે એ આપી ચૂક્યો હતો છતાં પેલા સાહુકારના રાતા ચોપડામાં મુદ્દલ પાંચગણું બોલતું હતું. અને આજે દાસકાકા ફરી હિસાબ કરશે ત્યારે તો એ ક્યાંય વધીને ઊભુ રહેશે? જીવલો તો શું, એની સાત પેઢી પણ દેવું ચૂકવી ન શકે એવી ચોપડાંની ઇન્દ્રજાળ હતી. હૃદય રડી ઊઠયું. આદર્શ ગાંધીવાદી જીવન જીવું છું એવા માગ ખ્યાલો માત્ર દંભ લાગ્યા અને આ હજી તો, 'હાં, હાં' કરે ન કરે તે પહેલાં, જીવલાના દેખતાં ગરીબોનું લોહી ચૂસી રક્તવર્ણ બનેલા એ શાહુકારી ચોપડાનાં પાનાં મેં ચીરી નાંખ્યાં ! જીવલાને કહ્યું, 'જા, તુ હવે અમારા લેણામાંથી મુક્ત' આ તો ચિડાઇ ગઈ,' 'મૂઆ, અક્કરમી, હવે ખાજે મારું

શકોરું, પૈસા કમાતાં તને શું જોર પડયું હતું ? મોટા ગાંધી મા'ત્મા ના જોયા હોય તો !'

નેવું વર્ષની મારી મા હજી જીવે છે. પોતાનાં પૌત્રોને ક્યારેક દીકરાનાં પરાક્રમની વાતો કરે છે. દુઃખના દિવસો કેવા વિતાવ્યા હતા, ને શી રીતે દીકરાને ઉછેર્યા તે ભૂતકાળની સ્મૃતિ-રૂપી ખાટીમીઠી દ્રાક્ષલૂમો એ વાગોળે છે. છતાંય આજના કરતાં, એનો જમાનો સારો હતો, સુખ હતું, શાંતિ હતી. એકબીજા પ્રત્યે હેતભાવ હતાં, જ્યારે આજે...?



## [ ૨૬ ] અભ્યાસેતર પ્રવૃત્તિ

આજના વિદ્યાર્થીઓ, 'સમય મળતો નથી.' તેની ફરિયાદો કરતા હોય છે. અભ્યાસનો બોજો વધ્યો છે એ વાત ખરી, કદાચ એને કારણે પણ એ ઇતર પ્રવૃત્તિમા પોતાનો આત્મા રેડી શકતો નથી. અમારા જમાનામા અમે જે પ્રવૃત્તિઓ કરતાં તેમાં સમયની ખૂબ પાડવાની ફરિયાદ અમારે નહોતી કરવી પડતી શાળાના અભ્યાસ ઉપરાંત અમે અનેક પ્રવૃત્તિઓ, રસપૂર્વક કરતાં, મારો એક દક્ષિણી મિત્ર અન્ના, વ્યાયામનો શોખીન, લાઠી, મગદલ સરસ ફેરવી જાણે. શરીર પણ કસાયેલું અને તેજસ્વી એની મદદથી અમે વ્યાયામ વિકાસ મંડળ ચલાવતા પચાસ ઉપરાંત મિત્રો વ્યાયામના જુદા જુદા દાવ શીખે. અન્ના સૌને લાઠી, મગદળ ફેરવતા શીખવે. પદ્ધતિસરનુ માલીસ, નદીમાં તરવાનુ, અને પ્રાથમિક સારવાર વગેરે શીખવે નદીકિનારા પ.સેનુ ખુલ્લું મેદાન એ અમારી વ્યાયામ-શાળા. એ અંગેના સાધનો શાળાના આચાર્ય પૂરા પાડે, પૈસાટકાની જરૂર પડે તો બે-ત્રણ ગૃહસ્થો પાસે અપાવે. ક્રિકેટ કે બીજી રમતોમા રસ ન હોય તે વ્યાયામ શીખે, કોઈને માટે કશું ફરજિયાત નહિ, છતાં સૌ નિયમિત આવતા.

રજાઓમા અમારું મંડળ ધરમપુરની આસપાસનાં ગામડાંમાં જતું આદિવાસી પ્રજાના બાળકોને નખ, દાત, વાળ, શરીર કેમ

નાનુએ દવાનું પ્રમાણ બે-ચાર ગણું વધારે આપી દીધું. કલાકેકની મથામણ પછી દરદી ઊંઘી ગયો, એટલે અમે પણ લાંબી તાણી. સવારે સાતેક વાગ્યા હશે. નિયમ પ્રમાણે દરદીની હાલત તપાસવા અમારા મંડળના પ્રમુખ આવ્યા. ને જોયું તો દરદી હાયમની ચિર-નિદ્રામાં પોઢી ગયો હતો! અમે પણ ઘસઘસાટ ઊંઘતા હતા, તે દેખાયા. ને ઠપકો આપતા કહ્યું, 'ભલા તમે તો! દરદી તો મરી ગયો છે, આવું જ ધ્યાન આપો છો કે?' હું અને નાનુ એકબીજા સામે જોતા જ રહ્યા. ઊંઘની દવા વધારે આપેલી તે પરાક્રમ કોઈને

ચોખ્ખા રાખવાં, નહાવું શી રીતે? કપડાં શી રીતે સારાં ધોવાય? તે શીખવવા ઉપરાંત તેમને અક્ષરજ્ઞાન પણ આપતું. જો કે આ પ્રવૃત્તિમાં અમને બહુ સફળતા નહોતી મળી તેનું એક કારણ તો એ કે, આદિવાસી પ્રજાએ એમાં બહુ રસ દાખવ્યો નહિ એમનાં છોકરાને ખેતી સિવાય અનેક કામ એ છોડીને આવવું પાલવે નહિ. થોડીક અમારી પણ અણઆવડત એ બધા કારણે એમાં અમે કશું સક્રિય નહોતા કરી શક્યા. વળી એ પ્રવૃત્તિ ધરમપુરથી ચારેક માઈલને અંતરે આવેલાં ગામો પૂરતી જ મર્યાદિત હતી.

ધરમપુરમાં એક મનહરકુંવરબા સેવ માજ હતો મનહરકુંવરબા ધરમપુરના મહારાજા વિજયદેવજીના રાણી, બહુ ભલાં અને ઉદાર, તેમણે સેવાસમાજની સ્થાપનામાં ઠીક ઠીક રસ લઇ મંડળને આર્થિક મદદ કરેલી. તે કારણે લોકોએ કૃતજ્ઞતાપૂર્વક સેવાસમાજ સાથે એમનું નામ જોડી દીધું હતું. સેવાસમાજનું મુખ્ય કામ કોઈ માંદું હોય તેની સારવાર કરવાનું, માંદગીમાં ઉપયોગી સાધનો, પૂરા પાડવાનું ગરીબ સ્થિતિનાં હોય તેને ઇન્જેકશનો, મોસંબી પૂરાં પાડવાં એ હતું. ડૉકટરી સારવાર અને દવાઓ તો રાજ્યના સરકારી દવાખાનેથી સૌને વિનામૂલ્યે મળતી દરદીની સારવાર માટે બબ્બે સ્વયંસેવકોની ટુકડીઓ પાડેલી તે વારા ફરતી જેને ત્યાં માંદગી હોય ત્યાં સારવાર કરે ગંભીર માંદગીમાં આખી રાત ખડે પગે રહી સેવા બજાવે. દરદીને શેક કરવો, બરફ મૂકવો, તાવ માપવો, શૌચ દિ કરાવવા, સાફ કરવાં, સ્વચ્છતા ગખવી, સમયસર દવા આપવી, દવાખાનેથી દવા લઇ આવવી એવાં અનેક કામો મંડળના સભ્યો સેવાઅને નિષ્ઠાપૂર્વક કરતા. કોઈ નધણિયાતું શબ હોય તો તેને સ્મશાને લઈ જઈ બાળી આવવું, તેને માટે કફન લાકડાંની સગવડ કરવી, આગ પ્રસંગે હોલવવા જવું, તીડ પડયા હોય તો ખેતરમાં તીડો ઉડાડવા જવું, લગ્નસરા પ્રસંગે મદદ કરવી આવા કામો પણ સેવાસમાજ દ્વારા જ થતાં ગામને આ પ્રવૃત્તિ આશીર્વાદરૂપ હતી

મારા ઘણા મિત્રો આ સમાજના સભ્ય હતા. અમે દેશ સેવાનું કામ કરતા. પણ છોકરવાદમાં ઘણીવાર વાતનું વતેસર પણ થઇ જાય. એવો એક પ્રસંગ મને યાદ છે. કોઇનું કામ કરવું, સેવા કરવી ઘણું ઉત્તમ કામ તો છે જ, પણ એમાં જવાબદારીનું પૂરેપૂરું ભાન ન હોય તો હિત કરતાં અહિત થાય છે. કાર્યની ગંભીરતા સમજવી એમાં મુખ્ય બાબત છે.

ધરમપુરના કેળવણીખાતાના એક ઇન્સ્પેક્ટરને દમનો ભયંકર હુમલો થયેલો. તેમાં ન્યૂમોનિયા થયો, જાતે વિધૂર ને સંતાનમાં એક નાનો દીકરો. કોઇ સગું વહાલું પણ નહિ. આખો દિવસ કફના ગળફા કાઢે, પથારીમાં સૂવું પણ મુશ્કેલ. તેમની સુશ્રૂષા કરવાનો વારો મારો તથા મારા એક મિત્ર નાનુને ભાગે આવેલો. દરદીને શેક કરવો. દવા આપવી, ગળફા સાફ કરવા, મળમૂત્ર સાફ કરવાં, વગેરે કામ અમે સારી રીતે કંટાળ્યા વિના કરતા પણ દરદીની સ્થિતિ ગંભીર હતી. એમને ગળફામાં બે ત્રણવાર લોહી પણ પડેલું. એક રાતે અમારી વારી હતી. સેવાસમાજના એક વકીલ, રાત્રે અમને સૂચનો કરી ગયા. જ્વર પડે અને દરદી બહુ હેરાન થાય તો ઊંઘવાની દવા, (પોટેશિયમ બ્રોમાઈડ હશે) આપી ગયા. તેનું પ્રમાણ પણ બતાવ્યુ. એક બે વખત જ્વર પડેલી ત્યારે અમે એ દવા આપેલી એટલે અમારા ઉપર એમનો વિશ્વાસ પણ ખરો. પરંતુ તે રાતે દરદી બિલકુલ સૂઇ શકયો નહિ, શિયાળાની કડકડતી ઠંડી, રાતે એક વાગ્યો છતાં દરદી ઊંઘે નહિ. ધમણની જેમ શ્વાસ ચાલે અને ખૂબ અકળામણ અનુભવે. અમને ઊંઘ તો નહોતી આવતી પણ દરદીની દયાજનક સ્થિતિ, તેની વેદના જોવાતી નહોતી. તે પથારીમાં આમતેમ તરફડિયાં માર્યા કરે. અમારાથી એ જોયું જતું નહોતું, એટલે છેલ્લા ઉપાય તરીકે પેલી ઊંઘની દવા આપવાનો મેં તથા મારા મિત્રે વિચાર કર્યો. દવાનું પ્રમાણ અમને બતાવેલું છતાં મેં અને

નાનુએ દવાનું પ્રમાણ બે-ચાર ગણું વધારે આપી દીધું. કલાકેકની મથામણ પછી દરદી ઊંઘી ગયો, એટલે અમે પણ લંબી તાણી. સવારે સાતેક વાગ્યા હશે. નિયમ પ્રમાણે દરદીની હાલત તપાસવા અમારા મંડળના પ્રમુખ આવ્યા. ને જોયું તો દરદી કાયમની ચિર-નિદ્રામા પોઢી ગયો હતો ! અમે પણ ઘસઘસાટ ઊંઘતા હતા, તે ઉઠાડ્યા ને ઠપકો આપતા કહ્યું, 'ખરા તમે તો ! દરદી તો સરી ગયો છે, આવું જ ધ્યાન આપો છો કે?' હું અને નાનુ એકબીજા સામે જોઈ જ રહ્યા. ઊંઘની દવા વધારે આપેલી તે પરાક્રમ કોઈને શી રીતે કહેવાય ?

શાળાની ક્રિકેટ ટીમનો હું કેપ્ટન હતો. દિવાળી પછી શાળાના ક્રિડાંગણમા અમે જાતે પીચ બનાવતા. રોલ ફેરવતા, પાણી છાંટતા અને રોજ સાંજે શાળા છૂટયા બાદ ક્રિકેટ રમતા, ચોમાસામા ફૂટબોલ કે હોકી રમતા, શાળામાં વોલીબોલ, બેડમિંગ્ટન, બાસ્કેટબોલ રમવાની પણ સારી સગવડ. સરસ કસરતશાળા, તેમાં પણ શિયાળાની સવારે વ્યાયામશિક્ષક કસરત શીખવે. ઉપરાંત કે ખો, અમે શાળાના તાસ દરમિયાન રમતા. દેશી કે વિદેશી રમતો હોય, બધીમાં જ મને ખૂબ શોખ. એટલે લગભગ બધી જ રમતોમાં હું એક સારો ખેલાડી ગણાતો. રમતગમતના ઘણા ફાયદાઓ પણ છે. આનંદ મળે જ છે. સાથે શરીર સુદૃઢ બને છે. ખેલદિલી, શિસ્ત, ભાઈચારો, હિંમત અને સાહસ એવાં અનેક ગુણો પણ કેળવાય છે.

## મૈત્રીભાવ

અમારા જમાનામાં ટ્યુશન રાખવાની પ્રથા નહોતી. રાજા કે દિવાનના છોકરાઓ માટે ખાનગી શિક્ષક હોય, બાકી કોઈ ટ્યુશન રાખવું જાણે નહિ. પોસાય પણ નહિ, શિક્ષક પણ ટ્યુશન ન કરે. નબળા વિદ્યાર્થીઓને ઘેર શીખવા બોલાવે. એમાં કદી કોઈ બદલાની અપેક્ષા નહિ. કેવળ ભણાવવાનો જ મોહ. પણ તે જમાનામાં શિક્ષકને ઘેર જતાં પણ ડર લાગતો. અમારું મિત્રમંડળ આપસઆપસમાં એકબીજાને અભ્યાસમાં મદદ કરતું. અમારા મિત્રોમાં હોશિયાર વિદ્યાર્થીઓ પણ હતા, બાબુ નામે અમારો મિત્ર, વર્ગમાં પ્રથમ હતો. ઈબ્રાહીમ શેખ, બીજો નંબર રાખતો. બાબુને લગભગ બધા જ વિષયો સારા આવડે પણ ભૂમિતિમાં એને ભારે રસ. ઈબ્રાહીમને અંગ્રેજી અને બીજગણિત બહુ ફાવે. ઇતિહાસ, ગુજરાતી અને સંસ્કૃત વિષયમાં મને ભારે રસ. બધા જ વિદ્યાર્થીઓ સામાન્ય તો શું અતિસામાન્ય મા-બાપના. બાબુની વિધવા મા દરબારી મંદિરની પૂજારણ, મહિને પાંચ રૂપિયાનો માત્ર પગાર. દરબારમાંથી સીધું મળે એટલે ઘર જેમતેમ ચાલે. ઈબ્રાહીમના બાપુ હજામનો ધંધો કરે. લગ્નમાં કોઈને ત્યાં ઢોલી તરીકે જાય. તેમાં ઇબ્રાહીમ પણ મદદ કરે. ઇબ્રાહીમની મા દાયણ. અમે એને હકીઝાખાલા કહીને બોલાવીએ. પણ એ ઇબ્રાહીમ હલકા કુટુંબનો છે એવો અમારામાંથી કોઇને વિચાર સુદ્ધાં ન આવે. મારી બા તો ઇબ્રાહીમને દીકરા જેટલું જ વહાલ બતાવે.

ઘરમાં કંઇ સારું બનાવ્યું હોય ત્યારે જમવામાં ઇબ્રાહીમ ખરો જ. ન આવ્યો હોય તો બા એને બોલાવી મંગાવે. વહેલો મોડો આવે તો એને માટે ઢાંકી રાખે. મારા બનેવી જરા જૂના વિચારના. ઇબ્રાહીમ અને મહમદ અરબ, મારા દિલોજાન દોસ્ત, એટલે ઘણીવાર મારી મશ્કરી કરતા. તે કહેતા, 'ભીખુના ભાઇબંધ બધા મીયાં ભાઇ જ.' પણ તેમના પ્રત્યે તિરસ્કાર કદી નહિ. મને બીજગણિત, ભૂમિતિ મુદ્દલ ન આવડે. એમાં રસ નહિ. દાખલા ગણવાનો ભારે કંટાળો. ભાષા આવડે તેને ગણિત ન આવડે એવી ખોટી માન્યતા કોણજાણે ક્યાંથી મનમાં ઘૂસી ગયેલી! તે કારણે નવમાં ધોરણમાં માંડ પાસ થયેલો. જ્યારે દસમા ધોરણમાં ગણિતના વિષયમાં નાપાસ થવાથી પ્રમોશન મળેલું. મેટ્રિકમાં પ્રિલિમિનરી પરીક્ષામાં હું ગણિતના વિષયમાં અને અંગ્રેજીમાં પણ નાપાસ થયો. અંગ્રેજીમાં થોડા માર્ક ખૂટે. પણ ગણિતશાસ્ત્રમાં બસો માર્ક્સમાંથી અગિયાર માર્ક્સ જ આવેલા! એટલે અમારા આચાર્ય શ્રીએ મને ફોર્મ આપવાની ના પાડી. મને એમની ઓફિસમાં બોલાવ્યો. મારા પ્રત્યેની એમની ભલી લાગણી વ્યકત કરી. ગરીબ માણસ, નકામા પૈસાનો ખર્ચ થશે ને પાસ થવાની તો કશી જ આશા નથી. એટલે ફોર્મ રોક્યું છે, એવું આશ્વાસન આપ્યું. પણ ઘેર જઇને હું તો બહુ રડ્યો. બા પણ રડી. એકલીથી હવે જિંદગીનો બોજો ઉંચકાતો નહોતો. હું પાસ થાઉં તો નોકરી કરી એને રાહતરૂપ બનું, એ આશા તો દૂર દૂર સરી જતી હતી. રાત્રે ઇબ્રાહીમ આવ્યો. હું તો જાગતો સૂતો હતો. ઇબ્રાહીમ આવ્યો જાણી આંખ ભરાઈ આવી, ઓઢીને સૂઈ રહ્યો. બા રડતી રડતી ઇબ્રાહીમને પોતાનાં રોદણાં રડતી હતી. ઇબ્રાહીમે બાને કહ્યું, 'બા, તમે નાહક કકળાટ કરો છો, ભીખુને ફોર્મ મળ્યું છે.' ઇબ્રાહીમ તે રાત્રે આચાર્યશ્રીને ત્યાં જઈ ને જ મારે ઘેર આવ્યો હતો. બાપુ અને પોતે બે મહિનામાં મને અંગ્રેજી તથા ગણિતમાં તૈયાર કરશે એવી ખાતરી આપી આવ્યા

હતા અને આચાર્યશ્રી ફોર્મ આપવા તૈયાર થયા હતા. એમને બાબુ ઇબ્રાહીમ ઉપર પૂરો વિશ્વાસ હતો. મારા પ્રત્યે અપાર સહાનુભૂતિ, પણ ગરીબ માણસને નકામું ખર્ચ થાય, અમારી આર્થિકસ્થિતિ પણ જાણે ને પ્રિલીમિનરીનું પરિણામ જોતાં હું પાસ ન થઈ શકું એની ખાતરી, એટલે જ ફોર્મ અટકાવેલું બાને હર્ષનાં આંસુ આવ્યાં. મનમાં ને મનમાં એણે ઇબ્રાહીમને કેટલાય આશિષ દીધાં. ઇબ્રાહીમને નીચ કુળનો કોણ કહી શકે? હું એની આગળ મારા બ્રાહ્મણત્વનો ઘમંડ શી રીતે કરી શકું? મારા કરતા તો એ કેટલીય રીતે ચઢિયાતો હતો, સંસ્કાર શીલ, ઔદાર્ય અને જ્ઞાનથી! બા જૂના જમાનાની પણ એ શા રીતે ઇબ્રાહીમને જાતિ અને કુળને કારણે તિરસ્કારી શકે? એને તો જેવો ભીખુ તેવો જ ઇબ્રાહીમ.

બીજે દિવસે ફોર્મ ભરવાનું હતું. પરીક્ષા માટે પણ પચીસેક ખર્ચ થવાનો હતો. ઘરમાં રોકડો રૂપિયો પણ નહોતો. બોડી ગાયના દૂધની લાયણીમાંથી જે કંઈ આવે તેમાં અમારું ઘર ચાલે સવારે બાએ નગરશેઠને ત્યાં પચાસ રૂપિયા ઉછીના લેવા મોકલ્યો. નગરશેઠની અમારે ત્યાં દૂધની લાયણી. મહિને દસેક રૂપિયાનું દૂધ થાય. બે ચાર મહિને પૈસા વાળી દઇશું એ ખાતરી, છતાં નગરશેઠે કહ્યું, 'તારી બાને મોકલ ને સાથે ગીરવે મૂકવા ઘરેણું-બરેણું લેતાં આવવાનું કહે જે.' આ તે જ નગરશેઠ જેણે બાપુની મૃત્યુ ઘડીએ 'પોયરાંની ફિકર નો કરતો' એવો સધિયારો આપ્યો હતો! મેં બાને વાત કરી. 'ગરીબીમાં કોઈ મિત્ર કે સગુ નહિ. ખાવાનું હતું ત્યાં સુધી સૌ સગાં' બાની આંખમાં આંસુ આવી ગયાં. હું પણ રડ્યો. બાએ દીકરાને પરણાવવા, નવી વહુ માટે પોતાનાં પલ્લાંનાં દાગીના રાખી મૂક્યા હતા ફટોકટીમાં પણ એણે કદી વેચવાનો વિચાર નહોતો

કર્યો જમીન એણે વેચી દીધી હતી પણ ઘરેણા તો ન જ કઢાય એવી દૃઢ માન્યતા, એના સૌભાગ્ય જીવનની એ જ માત્ર સ્મૃતિ હતી! છતા દીકરા ખાતર બે બંગડી ગીરવે મૂકીને એ પૈસા લઈ આવી બાપુ મર્યા પછી તે સાચેસાચ વિધવા બની એવુ તેને તે દિવસે વધારે લાગેલુ પણ દીકરીના સ્વાર્થ સામે દુઃખનો ઘૂટડો ગળી ગઈ હતી

પછી તો ઇબ્રાહીમ મને બીજગણિત શીખવવા રાત્રે ઘેર આવે બાણુ દિવસે ભૂમિતિ શીખવે. સવારે હું બીજા મિત્રોને ગુજરાતી, ઇતિહાસ અને સસ્કૃત શીખવુ બીજગણિત મને મુદ્દલ આવડવા ન કરે એણે પ્રથમથી જ શરૂઆત કરી. શરૂઆતમા મને કટાળો પણ બહુ આવે પણ ઇબ્રાહીમ એમ શેનો છોડે? બે-ત્રણ કલાક તો એ બેસે જ ન આવડે તો ફરી ફરી શિખવાડે ખાતરી કર્યા પછીજ આગળ વધે મને પણ બીજગણિતમા થોડી થોડી સૂઝ પડવા માડી કયા સૂત્રોનો કયા ઉપયોગ કરી શકાય તે સમજવા લાગ્યો પછી તો ઇબ્રાહીમ જુદાં જુદા પ્રશ્નપત્રો કરાવે ને બે મહિનામાં એણે જે જહેમત ઉઠાવી મારામા શ્રદ્ધા પ્રગટાવી એનો ઉપકાર શી રીતે ભૂલુ? ઇબ્રાહીમ ન હોત તો હુ મેટ્રિક કદી એ પાસ ન થાત, બાણુ ભૂમિતિ બહુ સરસ રીતે શીખવે પ્રમેયો સમજાવે પછી મને જ આકૃતિ જોડીને સાબિત કરવાનુ કહે પછી લખી આપવાનુ કહે પાચ-સાત પ્રમેય શીખવ્યા પછી પાછી કસોટી કરે થોડી રચના પણ શીખવી અને હુ પાસ થઇશ એવી શ્રદ્ધા આવી અગ્રેજી માટે મને બહુ ભય નહોતો અને પછી અમે સૌ સાથે પરીક્ષા આપવા વડોદરા ગયા, પણ તે વર્ષે તો હુ મેટ્રિકમા નાપાસ થયો!



: હૃદયમાં એક વાર સદ્‌વૃત્તિનો ઉદય થયા પછી ખરાબ કૃત્યો પ્રત્યે આપોઆપ જ તિરસ્કાર આવે છે. શીલ, સંયમ, સાદાઇ સદાચાર અને સત્ય જેવા ગુણો આપોઆપ જ વિકસે છે. સદ્‌વૃત્તિના ઉદયકાળે બીજા લાભો સાથે સાથે ગાંધીજી અંગેનું પણ ઘણું સાહિત્ય વંચવાને મળ્યું. ભગતસિંહ, તિલક મહારાજ, જવાહર અને સુભાષની સ્વદેશભક્તિએ મનમાં જુદી જ ઝંખના જગાડી. શ્રી ઉમાશંકર જોષીનું 'એક માનવી જ કાં ગુલામ ?' એ કાવ્ય પંક્તિની પણ ભારે અસર પેદા થઈ. ઝવેરચંદ મેઘાણીનું, 'કોઇનો લાડકવાયો' કાવ્ય જ્યારે પહેલ વહેલું સાંભળ્યું ત્યારે રડી પડયો, 'ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે.' એ ગીતે મારા કિશોર દિલમાં અનેક અરમાનો જગાડયા ને મા ભોમની મુક્તિ માટે કશું કરી છૂટવાની ભાવના જાગી.

પણ અમે તો દેશી રાજ્યની પ્રજા, ગુલામોની પણ ગુલામ ગાંધીજીએ માંડેલા મુક્તિસંગ્રામની હવા ધરમપુરના નાનાં રજવાડા સુધી છેક ૧૯૪૨ સુધી નહોતી પહોંચી. ગાંધીનું નામ ન લેવાય. ખાદી ન પહેરાય, રાજા પરસ્તીમાં જીવનારી ખુમારી વિનાની સમસ્ત પ્રજા એમાં નામદાર સરકાર વિરુદ્ધ ચર્ચા કરી પણ ગુનો

મહારાજા આદેશથી અકૃપા ઊતરે રાજદ્રોહનો ગુનો થાય. નોકરી ગુમાવવી પડે હદપાર કરવામા આવે એવા અનેક જોખમ

અને અમારા રાજા, પ્રજાનુ શોષણ કરી, ખૂની ભપકામા રાચનારા, પ્રજાને પૈસે બે-ત્રણ વર્ષે પરદેશની મુસાફરી એકે વર્ષમા નવ દસ મહિના મુબઈ જ રહે શરાબ સુદરી ની મહેફીલો માણે ને રાજા ઉપરાતના શોખ નભાવવા રાકડી પ્રજાને ચૂસે. અમલદારોને જુલ્મ કરવાનો છુટ્ટો દોર મળેલો કોઈથી કોઈની વિરુદ્ધ ફરિયાદ ન થાય રાજા નારાજ થાય. વર્ષમા બે ત્રણ પ્રસગે રાજમા આવે ત્યારે શિકારે જવાનો મુખ્ય કાર્યક્રમ ધરમપુરના જગલોમાથી એકાદ વાઘ દીપડો મારે શિકાર કરવા જાય ત્યારે અનેક તૈયારીઓ કરી હોય વાઘ-દીપડો ક્યા છે તેની ખબર આવે, તે જગ્યાએ ઊચો માચડો બધાય જગલી આદિવાસી પ્રજા ચારે બાજુથી ઘેરો ઘાલી હાકોટા પાડીને માચડાથી દૂર જવા બાજુ બાધ્યુ હોય તે સ્થળે વાઘને ધકેલે વાઘ બકરા ઉપર તૂટે કે મહારાજા માચડેથી બદૂક ફોડે ને એમ શિકાર થાય! ને વાઘ સાથેનો ફોટો છાપામા છપાય.

વર્ષગાઠ કે દશેરાને દિવસે દરબાર ભરાય. રામજણીઓના નાચગાન અને મુજરા થાય વૈભવ, વિલાસ, સત્તાના પ્રદર્શન થાય. પુરોહિતો આશીર્વચન ઉચ્ચારે, ભાટચારણો, સૂર્યવશી, ધર્મરક્ષક, રાજાધિરાજ, ગૌબ્રાહ્મણ પ્રતિપાલકની પ્રશસ્તિ ગાય, માનઅકરામ, ભેટ સોગાદો જાહેર થાય રાત્રે મોટુ જમણ થાય એનો ખર્ચ બિચારી ભોળી અજ્ઞાન અને રાક પ્રજાને માથે ચડે રાજ્યની આવક વર્ષે અઢારથી વીસ લાખ ખર્ચ એવડુ રાજ્યની તિજોરી હમેશા ખાલી કોઈ રાજ્યની લોન લેવાય કોઈક વ્યાપારીનુ દેવુ કરાય ને રગશિયા ગાડીની જેમ રાજનુ ગાડુ ગબડે રાજ્યના નોકરોને પગારે તો છ

૭ મહિના સુધી પગાર ન ચૂકવાય. પગાર પેટે સીધાચિઠ્ઠી મળે તે ગરીબ નોકરવર્ગ રાજ્યના નગરશેઠનું મોદીખાનું ચાલે ત્યાંથી રૂપિયે પંદર આનાનો માલ મળે એ રીતે ચીજ વસ્તુ લઈ આવે. એમાં નગરશેઠનો નફો જુદો. એ પછી પગાર રૂપિયે બાર આનાની કૉટેયો અને તે ય મળે ત્યારે! આમ નોકરવર્ગને રાજા અને નગરશેઠ બે બાજુથી ચૂસે છતાં નોકરોથી રાજા કે રાજ્ય વિરુદ્ધ ચૂં કે ચાં ન થાય. ન કશું બોલાય કે ન કશું લખાય

વર્ષે બે વર્ષે દિલ્હીના વાઇસરોયનો પ્રતિનિધિ—એ. જી. જી. રાજ્યનો વહીવટ જોવા પધારે. તેમનો સારી રીતે સત્કાર થાય. પરદેશી દારૂ, ઉત્તમ માંસાહારી ભોજનની મહેફિલો ઊડે. એક બે વાઘના શિકાર થાય. શિકાર ન મળે એવું લાગે તો સરકારી પ્રાણી-સંગ્રહસ્થાનમાંનો એકાદો વાઘ જંગલમાં છોડી મૂકે તેનો એ. જી. જી. સાહેબ, શિકાર કરે. દરબાર ભરાય. રાજ્યના વિકાસની ડંફાસો હંકાય. એ. જી. જી. ના શુભ હસ્તે નવી હાઈસ્કૂલ, દવાખાનું ને બીજાં મકાનોના ખાતમુહૂર્ત થાય. જેના પાયાઓ હજીય ધરમપુરમાં ખોદાયેલા જ રહ્યા છે! એ. જી. જી. સાહેબ સુવ્યવસ્થાનું મહત્ત્વ માની જાય ને ભેટ સોગાદોની ગાંસડી બાંધી મડમસાહેબા સાથે વિદાય થાય!

૧૯૩૧-૩૨ના ગાળામાં રાષ્ટ્રવાદી પત્ર-જન્મભૂમિમાં ધરમપુર રાજ્યના અંધેર કારભાર ઉપર એક બે લેખ છપાયા હતા. રાજા સાહેબ અને તેમના અમલદારો એ કારણે ચોંકી ઊઠ્યા. પોલીસ ખાતું સજાગ બનાવ્યું. પ્રજા ઉપર કડપ બેસાડવાને રાજ્યવિરોધી તત્ત્વોને દાબી દેવા, એક ડંડક એટલે જુલમી, પોલીસ અધિકારી મિ. ખાનસાહેબની ડી. એસ. પી. તરીકે નવી નિમણૂક થઈ. શંકાસ્પદ વ્યક્તિઓની કાળી ચોપડીઓમાં યાદી તૈયાર થઈ તેમની હિલચાલ

ઉપર ચાંપતી નજર રાખવામાં આવી. છૂટે હાથે દમનના સૂત્રો હાથમાં લઈને ડી. એસ. પી.એ શંકાસ્પદ લાગતા બે ત્રણ અધિકારીઓને જેલના સળિયા પાછળ ધકેલી દીધા. એમનો એટલો જ વાંક હતો કે તે ધરમપુરના વતની હતા. ક્યારેક પોતાના હકક માટે ને નોકરીમાં અન્યાય થયેલો તે અંગે રાજા સાહેબને અરજી કરેલી! પ્રજા બિચારી ફફડી ઊઠી. ધરમપુર તળની પ્રજા માત્ર ગજા અને રાજ્યની મહેરબાની ઉપર જીવતી, તેની શી મજાલ કે રાજ્ય વિરુધ્ધ કશું બોલે કે લખે? રાનીપરજ પ્રજાના હાલ તો આફ્રિકાના ગુલામો કરતાં પણ વધારે ખરાબ. એ શું કરી શકે? છતાં ખાનસાહેબે મન ફાવ્યું તેને પજવવા માંડ્યું. ગામમાં નીકળે ને કોઈ સરકારી નોકર-અમલદાર સુદ્ધાં; એમને તો શું એમની ખાનસાહેબાને પણ સલામ ન ભરે તેનું આવી જ બન્યું! અમલદારો, વ્યાપારીઓ, નોકરો સૌ કોઈ ખાનસાહેબ નીકળે તો ઝૂકી ઝૂકીને સલામ કરે. એક ચાડીચૂગલી કરનાર ટોળું ઊભું કર્યું. તે જેનાં નામ આપે તેને ખાનસાહેબ હેરાન કરે. એમાં અમારા એક જૂના આચાર્ય વિના વાંકે સપડાયા તેમને ધમકી આપી ગુનો કબૂલ કરવા કહ્યું પણ ગુનો જ ન હોય તો કબૂલ શું કરે? છતાં એમના ઉપર જોહુકમી કરવામાં આવી. નોકરીમાંથી એમને બરતરફ કર્યા. જેલમાં પૂર્યા. ચાબૂકે માર્યા. એમના કુટુંબને બે ત્રણ વર્ષ સુધી ભૂખમરાની સ્થિતિ ભોગવવી પડી. રાજ્યનો કોઈ પણ માણસ એમના કુટુંબ સાથે વ્યવહાર ન રાખી શકે. સગાઓ પણ નહિ. રાખે તેના ભોગ જ લાગે.

ખાનસાહેબ બિચારાને શી ખબર કે રાજ્ય વિરુદ્ધ જન્મભૂમિમાં લખનાર, શાળામાં ભણતા, પંદર વર્ષના નાના, બે વિદ્યાર્થીઓ હશે? તે બે વિદ્યાર્થીઓ તે હું અને બીજો મારો દક્ષિણી મિત્ર અન્ના. જન્મભૂમિ પત્રના તંત્રી શ્રી અમૃતલાલ શેઠ ૧૯૨૮ ભિવંડીમાં પકડ્યા તે

પહેલાં ધરમપુર રાજ્યમાં શિક્ષકની નોકરી કરતા. અમે તેમને નામથી ઓળખીએ. તેમને પોતાને પણ રાજ્યના આ અંધેર કારભારની જાત માહિતી, સાથે રાજ્યની રાંકડી પ્રજા માટે સહાનુભૂતિ. એટલે અમારો પત્ર મળતાં તેમણે એમાં સુધારા વધારા કરીને લેખ છાપ્યો. રાજ્યના અંધેર-કારભાર ઉપર આકરા પ્રહારો કર્યા.

હું અને અન્ના ત્યારે નવમાં ધોરણમાં. ગાંધીજીના સત્યાગ્રહ આંદોલનો વિષે વાંચેલું. કાઠિયાવાડના દેશી રાજાઓની વિરુદ્ધ,–ખાસ કરીને રાજકોટ રાજ્ય વિરુદ્ધ તેમણે ઉપાડેલી ચળવળથી અમે માહિતગાર. માતૃભૂમિની મુક્તિ માટે કંઇ કરવું જોઇએ, એવી ઘેલછા, એના પરિણામ સ્વરૂપે અમે ધરમપુર રાજ્યના અંધેર નમના ટાંકીને અમૃતલાલ શેઠને પત્ર લખ્યો. કવર લખીને તૈયાર તો કર્યું પણ ધરમપુર પોસ્ટ ઑફિસે નાખવા જઇએ તો પકડાઈ જઇએ એટલે ધરમપુરથી ચારેક માઇલ દૂર બ્રિટિશ સરહદમાં આવેલા વાંકલ ગામની ટપાલ પેટીમાં સાંજે ફરવા જઇએ ત્યારે નાંખી આવીએ. ખાનસાહેબ આવ્યા પછી એમણે જે ચાંપતો બંદોબસ્ત રાખવામાં માંડયો તે કારણે અમને ગભરાટ થતો પણ એમને અમારા જેવડા છોકરા ઉપર વ મ પણ શી રીતે જાય? કામ પણ એટલું ગુપ્ત ચાલે કે હું કે અન્ના સિવાય બીજું કોઈ જાણે નહિ અમારા મિત્રમંડળને પણ ભાગ્યે જ એનો વહેમ જાય, એટલી ગુપ્તતા અમે જાળવેલી ધરમપુરના એક વતની અભેસિંગ કાકા હતા. તેમની વાંકલમા ખેતી. અવારનવાર ગાડીમાં બેસીને વાંકલ આવજા કરે. તેઓ રાજ્યના વફાદાર પ્રજાજન. તેમને કોણ જાણે કેમ અમારી પ્રવૃત્તિ વિશે કશીક શંકા જાગેલી. તેમણે એક દિવસ સાંજે વાંકલ, એમની ખેતી ઉપર શેરડીનું કોલુ ચાલે ત્યાં બોલાવ્યા. પ્રેમથી રસ પાયો. તેમને પણ ધરમપુર પ્રત્યે મનમાં તો રોષ. તેમણે અમને ઘણી સલાહ આપી. આ કાર્યનાં

ભયસ્થાનો બતાવ્યા. અમારા માબાપ ઉપર નાહકની ઉઘરાણી ઊતરશે ને હેરાન થવું પડશે. એવું એવું ઘણું કહ્યું પણ અમે તો કશું જ જાણતા નથી એ રીતે કેવળ અજ્ઞાનની જેમ કુતૂહલ વ્યક્ત કર્યું. પરંતુ એ બુઢ્ઢા ડોસાનુ, મૂછો નીચે મરક મરક થતું મધુ હસ્ય, 'પોતે જમાનાનો ખાધેલ છે, બધુ જાણે છે,' એવો ભાવ પ્રકટ કરતુ હતુ. એક વર્ષ પછી એમના દ્વારા જ શ્રી અમૃતલાલ શેઠે અમને મળવા બોલાવ્યા છે એવો લેખિત સંદેશો મળ્યો ત્યારે અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો! 'દીકરા વાળ એમ ધોળા નથી થયા' એવા મીઠા ઠપકા સાથે પ્રેમપૂર્વક અમારો બરડો થાબડ્યો ને કહ્યું, 'તમે મારી કસોટીમાથી પાર ઊતર્યા છો, લો, આ મુંબઈ જવાનુ ભાડુ' કહી પાચ રૂપિયા આપ્યા ને કહ્યું, 'ફતેહ કરો'

ધરમપુરથી વનસાડનુ ભાડુ છ આના અને વલસાડથી મુંબઈનો દોઢેક રૂપિયો. તેમા અમે બને અડધી ટિકિટ વાળા! ત્યારે એવી સમજ ન'તી આવી કે પંદર વર્ષનો છોકરો અડધી ટિકિટમા ગાડીની મુસાફરી કરે, એ અપ્રામાણિકતા ગણાય. અન્ના રજામા બહેનને ઘેર જવાનો છે એની સાથે મને પણ મુંબઈ લઈ જવાનો છે, એવુ બહાનુ બતાવી મને લઈ ગયો. બાને એવી વાત થાય શી રીતે? પૈસાની જરૂર નહોતી. અન્નાએ પાંચેક રૂપિયા વધારાના લીધા હતા પછી બા, ના પણ શા માટે પાડે?

જન્મભૂમિ પ્રેસમા અમે અમૃતલાલ શેઠને મળ્યા. મારા બાપુને એ ઓળખતા હતા. વડીલની મમતાથી અમને બોલાવ્યા, મારો ખભો થાબડી કહ્યું, 'છોકરા, ગુજરાતી બહુ સારું લખે છે' પછી છાપામા રિપોર્ટ શી રીતે લખવા, શબ્દ કરતા હકીકતને વિશેષ લક્ષમા લેવી, કશુ જ વધારીને ન લખવુ, ખાતરી કર્યા પછી જ લખવુ ને સાચુ હોય તે જ લખવુ એવી એવી ઘણી સલાહ આપી, ના ત

કગાવ્યો ને પ્રેમપૂર્વક વિદાય આપી. અમૃતલાલ શેઠે આમ રાજકારણની અમને પ્રથમ દીક્ષા આપી.

૧૯૪૨માં હું વડોદરા કૉલેજમાં ભણતો હતો. ઑગસ્ટમાં ગાંધીજીએ 'હિંદ છોડો'ની ચળવળ ઉપાડી તે કારણે કૉલેજોમાં હડતાલ પાડવા માટે પિકેટીંગ કરનાર સ્વયંસેવકોની ટુકડીમાં હું પણ જોડાયો હતો. બનેવીને આ વાતની ખબર પડી એટલે એમણે ઈબ્રાહીમને મોકલી મને ધરમપુર જવાનો સંદેશો મોકલ્યો, તેથી હું ધરમપુર ગયો, બહારની દુનિયામા શું થઇ રહ્યું છે એ ધરમપુરની મોગા ભાગની પ્રજા જાણે નહિ, જાણે તેને પણ ત્યા ચળવળ કરી જોઈએ એવો વિચાર સુદ્ધાં ન આવે ધરમપુરમા માત્ર અંગ્રેજી છાપું, ટાઈમ્સ ઑફ ઇન્ડિયા આવે. તે ગણ્યાગાંઠ્યા વાંચે. ગુજરાતી ભાષામા મુંબઈ સમાચાર બે છાપાં, લાયબ્રેરીમા આવે. રાજ્યને નુકસાન કરે એવી માહિતી હોય, એટલી કાપીને લાયબ્રેરીમાં છાપું મૂકાય. જન્મભૂમિ ઉપર તો ૧૯૩૫થી પ્રતિબંધ હતો એટલે ધરમપુરની પ્રજા, ભારતમાં જાણે કશું બન્યું જ નથી એમ રોજિંદી રીતે જીવતી. અન્ના મુંબઈમાં નોકરી કરતો હતો તે પણ નોકરી છોડી ધરમપુર આવ્યો હતો. અમે બને પાછા ભેગા થયા. કશુંક તો કરવું જોઇએ એવી યોજના વિચારીએ. પણ કંઇ સૂઝે નહિ. વડોદરા જેવું પ્રજામંડળ સ્થાપવું એવો વિચાર આવ્યો પણ અમને કોણ સાથ આપે? ગામના નગરશેઠને હું વડોદરાથી કશીક નવી હવા લઈને આવ્યો છું, વળી ખાદી પહેરું છું, એટલે વહેમ ગયો હશે એ કારણે મને બોલાવ્યો, 'જો દીકરા, આપણા રાજ્યમા શું દુઃખ છે? બહાર તો અંગ્રેજ રાજ્ય સાથે સત્યાગ્રહ ચાલે છે મા દેશી રાજ્યને કશી લેવાદેવા, નહિ, ગાંધી તો નવરો છે, તમારા જેવાઓને ઊંટ બનાવી અવળે રસ્તે દોરી ઊંધા ધંધા કરવે છે. એથી વળી

સ્વરાજ મળવાનું છે? આ તો વડોદરાથી આવ્યા, તે મને એમ કે કદાચ ખોટી હવા લઈ આવ્યો હોય તો ચેતવી મકું. આપણે તો ભણવામાં લક્ષ રાખવાનું ને પાસ થયા પછી અહીં નોકરી તૈયાર છે. પછી માને ચિંતા નહિ. તું સમજુ છે. છતાં થયું કે જરા ટકોર કરી મૂકું. ઉછળતું લોહી, કંઇ તુક્કો સૂઝે તો પાછા હેરાનગતીમાં મુકાવું પડે ને મારે દોડાદોડી કરવી પડે.'

અન્નાએ પોસ્ટઓફિસ ઉડાવી મૂકવાની એક યોજના વિચારી. નાના હતા ત્યારે અમે ગંધક પોટાશના હાથગોળા ને બીજું દારૂખાનું, દિવાળીમાં ફોડવા માટે બનાવતા. અન્નો એ કામમાં એક્કો, તેણે એક મોટું મજબૂત તાળું લઈ તેમાં દારૂગોળો ભર્યો તેમાં થોડી રેતી ને લોખંડના નાના નાના ટુકડા મૂક્યા અન્નાના પિતાનો ધંધો સોનીનો, એટલે એને રેણ કરતાં આવડે રાત્રે દુકાનમાં છૂપા છૂપા તાળાને ચારે બાજુથી મજબૂત રેણ કર્યું. એક કાણામાં જામગરી મૂકી હવે એ દેશી બોંબ મૂકવો શી રીતે? અન્નાએ ભેજું કસ્યું, એક વાર જેટલી કાથાની દોરી લીધી. થોડો દારૂગોળો કાથીના વળમાં ભેળવ્યો, ને તેને ફૂલકણીની જેમ સળગાવી. આખી સીંદરી બળતાં કલાક થયો. એટલે એ જાતની બીજી કાથી તૈયાર કરી, એક છેડો જામગરી સાથે બાંધ્યો અને રાત્રે એક વાગે પોસ્ટઓફિસમાં આવેલી મુખ્ય ટપાલપેટીમાં દારૂગોળો ભરેલું તાળું ને બીજે છેડે સળગતી સીંદરી બાંધેલી તેને હાથમાં રાખી, પછી તાળું ધીમેથી અંદર ઉતાર્યું. રાત્રે બે વાગ્યા હશે ને એક મોટો ધડાકો થયો. પોસ્ટ-ઓફિસની આખી ભીંત તૂટી પડી. સવારે પંચક્યાસ કરવા રાજ્યની પોલીસ આવી. લોકોનું ટોળું પોસ્ટઓફિસે જમા થયું હતું અન્ના અને હું પણ અજાણ્યાની જેમ બધાંની જેમ કુતૂહલતાથી પોલીસ-

પ્રવૃત્તિ જોતાં. ઊભા રહ્યા ! તાળાનાં સહસ્રગણા ટુકડા થઈ ગયેલા. ભંગારને તેમણે ભેગો કર્યો. કોઈ બહારનાં તત્ત્વો પરદેશી બનાવટનો ટાઈમબોંબ મૂકી ગયા હશે એવો પંચે નિર્ણય કર્યો ! આ બનાવ પછી પોલીસ જાપ્તો સખત બનાવવામાં આવ્યો. સરહદ ચોકીઓને વધારે સજાગ બનાવવામાં આવી. અજાણ્યા તત્ત્વોની અવરજવર ઉપર ચાંપતી નજર રાખવામા આવી. શંકાસ્પદ વ્યક્તિ જણાતી તો તેની પૃચ્છપરછ થાય. એકાદ દિવસ લોકઅપમાં પણ પૂરી દે. ત્યારે હું અને અન્ના મનોમન હસતા !

૧૯૪૭માં ભારત આઝાદ થયું. ધરમપુરમાં પ્રજામંડળની સ્થાપના કરવામાં આવી. તેને પરિણામે ૧૯૪૮માં ધરમપુરની પ્રજાને મહારાજા સાહેબે પ્રજાતંત્રની બક્ષિસ કરી. પહેલીવાર જ પ્રજામાં જાગૃતિનો જુવાળ આવ્યો. આદિવાસી પ્રજાનો એક માણસ જવાબદાર રાજ્યતંત્રનો પ્રધાન બન્યો, (ત્યારે પણ એ લંગોટી ને તે ઉપર ખાંડિયું, ને માથે સાફો પહેરતો !) એ અરસામાં હું બહારગામ નોકરી કરતો, ખાદી પહેરતો રવીન્દ્રનાથ ટાગોરના અવસાન સમયે શાળામાં પિકેટીંગ કરી હડતાળ પડાવવા પ્રયત્ન કરેલો એટલે સરકારી કાળી ચોપડીમાં મારું નામ, તે અરજી કરવા છતાં નોકરી નહિ આપેલી. બહાર રહ્યો રહ્યો ધરમપુરની જવાબદારતંત્રની લડતમાં લેખો લખી, ધરપુરથી અસંતુષ્ટ, રાજ્ય છોડીને બહાર ગયેલા, ધરમપુરના વતનીઓ–ખુદ રાજકુંવરને પણ, નેત ઓના સંદેશા પહોંચાડવાનું, અને તેમને એકત્ર કરવાનું કામ કરતો.

સરદાર વલ્લભભાઈએ દેશી રાજ્યોને ભારતના બીજા ભાગો સાથે વિલીન કરવાના પ્રયત્નો શરૂ કર્યા હતા, તે માટે વી. પી. મેનન, રાજાઓને સમજાવતા. ગુજરાતના દેશી રાજાઓને વિલીનીકરણ નહોતું જોઈતું. એમની ઇચ્છા ગુજરાતનાં રજવાડાનું એક એકમ

થયો હતો. એટલે સમય પાળ્યાને યશભાગી થયા. વિલીનીકરણ અંગે ગુજરાતના રાજાઓમાં પ્રથમ સંમતિ તેમણે આપી તે જ દિવસે આકાશવાણીએ ધરમપુરના વિલીનીકરણના નિર્ણયની જાહેરાત કરી! ધરમપુરની પ્રચંડ મેદનીએ એ જાહેરાતને સહર્ષ વધાવી. શ્રી મોરારજીભાઈ, જે તે વખતે મુંબઈ રાજ્યના ગૃહપ્રધાન હતા તેમણે યુવકમંડળને અભિનંદન પાઠવ્યા! અમારા આનંદનો પાર ન રહ્યો!

ધરમપુરની આદિવાસી, કચડાયેલી પ્રજાને આઝાદીની મુક્ત હવામાં વિકાસની અનેક તક મળી. જાણે કે ખાણી ધરતીમાં એકાએક વધુ ફળદાયી બને છે. તેમની વેઠ મટી શોષણખોરી અટકી ને મુક્ત ભારતના પોતે પણ મુક્ત માનવ છે એવી ખુમારી તેમનામાં આવી. આજે તો આઝાદીના સારા ફળ ચાખવાના, એ પ્રજાને મળ્યા છે. તેમની આર્થિકસ્થિતિ ઘણી સુધરી છે. લંગોટી હવે જવા માંડી છે ઝૂંપડાઓની જગ્યાએ નળિયાવાળાં ઘરો થયાં છે દૂર દૂરનાં જંગલોમાં તેમને માટે આશ્રમશાળાઓ ખૂલી છે રસ્તાઓ સુધર્યા છે વાહનવ્યવહાર શરૂ થયો છે. આદિવાસીઓએ જંગલ સહકારી મંડળી સ્થાપી જંગલના ઈમારતી લાકડાનો વ્યાપાર શરૂ કર્યો છે.

રચવાની હતી ધરમપુર રાજ્યનું પ્રજામંડળ પ્રધાનમંડળ પણ એકમનો જ આગ્રહ રાખતું, કારણ કે વિલીનીકરણ થતાં એમના સત્તાના સિંહાસનો સલામત નહિ રહે એવી તેમને દહેશત હતી જવાબદાર રાજ્યતંત્રના નીમાયેલા પ્રધાનમંડળે બીનજવાબદાર રીતે રાજ્ય ચલાવી તેમના નેવું દિવસના અમલમાં ગાદીની તિજોરીના રૂપિયા ચોરીસ લાખનો ધુમાડો કર્યા હતો તેમની એ પ્રવૃત્તિથી પ્રજામાં તેમની સામે રોષ પ્રકટયો હતો. સેવાની ભ્રામક વાતો કરી સત્તા ખાતર પ્રજાના ભોળપણનો એ લાભ ઉઠાવવા માગતું હતું તેના વિરોધમાં અમે એક યુવકમંડળ સ્થાપ્યું નાનુ એનો પ્રમુખ બન્યો હું એનો મંત્રી બન્યો. પ્રધાનોના લાંચિયાપણા વિષે ને તેમના ગેરવહિવટતંત્ર સામે અમે વિરોધની ચળવળ શરૂ કરી. અમારી એ ચળવળને છોટુભાઇ પુરાણી, કથગલાલ છોટુભાઈ દેસાઇ જેવા સમાજવાદીઓ, શ્રી મોરારજી દેસાઇ, મુ કાનજીભાઇ દેસાઇ જેવા કોંગ્રેસ નેતાઓનો ટેકો અને સલાહસૂચનો મળતાં. અમે એકમ વિરુદ્ધ અને વિલીનીકરણ માટે જનમત જાગૃત કર્યો. ગામડે ગામડે ફર્યા. સભાઓ ભરી ને દસેક હજારની સહી લઇ પ્રજામતનું જાહેરનામું ઘડયું. મુંબઇમાં શ્રી વી. પી. મેનન ગુજરાતના દેશી રાજાઓ સાથે એકમ કે વિલીનીકરણની પસંદગી વિષે મંત્રણા કરતા હતા રાજાઓ એકમ ઇચ્છતા હતા, ને સરદાર એકમ ઇચ્છતા નહોતા એટલે મંત્રણા પડતી મૂકીને શ્રી. વી. પી મેનન હૈદ્રાબાદ જવાના હતા, તે જ સમયે પ્રજાની બહુમતી વિલીનીકરણ ઇચ્છે છે, તેને લગતો ઠરાવ તથા દસ હજાર સહીવાળો પ્રજામત રજૂ કર્યો. અમારા મહારાજા અને પ્રધાનમંડળ આભું બની ગયું. શ્રી વી પી. મેનને અમારા રાજાને પૂછયું, તમારી પ્રજા વિલીનીકરણ ઇચ્છે છે તે અંગે આપ નામદારને શું કહેવું છે ?" ધરમપુરના મહારાજા પ્રજામિજાજને સમજી ગયા હતા. જવાબદાર પ્રધાનોની અણઘડ ને બેજવાબદાર વર્તણૂકનો પણ તેમને ઠીક અનુભવ

થયો હતો. એટલે સમય પારખીને યશભાગી થયા. વિલીનીકરણ અંગે ગુજરાતના રાજાઓમાં પ્રથમ સંમતિ તેમણે આપી તે જ દિવસે આકાશવાણીએ ધરમપુરના વિલીકરણના નિર્ણયની જાહેરાત કરી ! ધરમપુરની પ્રચંડ મેદનીએ એ જાહેરાતને સહર્ષ વધાવી. શ્રી. મોરારજીભાઇ, જે તે વખતે મુંબઇ રાજ્યના ગૃહપ્રધાન હતા. તેમણે યુવકમંડળને અભિનંદન પાઠવ્યા ! અમારા આનંદનો પાર ન રહ્યો !

ધરમપુરની આદિવાસી, કચડાયેલી પ્રજાને આઝાદીની મુક્ત હવામાં વિકાસની અનેક તક મળી. કારણ કે કુંવારી ધરતીમાં બેકાણું વધુ ફસદાયી બને છે. તેમની વેઠ ગઇ શોષણખોરી અટકી. ને મુક્ત ભારતના પોતે પણ મુક્ત માનવ છે એવી ખુમારી તેમનામાં આવી. આજે તો આઝાદીનાં સારાં ફળો ચાખવાનાં, એ પ્રજાને મળ્યાં છે. તેમની આર્થિકસ્થિતિ ઘણી સુધરી છે. લંગોટી હવે જવા માંડી છે. ઝૂંપડાઓની જગ્યાએ નળિયાંવાળાં ઘર થયાં છે દૂર દૂરનાં જંગલોમાં તેમને માટે આશ્રમશાળાઓ ખૂલી છે રસ્તાઓ સુધર્યા છે. વાહનવ્યવહાર શરૂ થયો છે. આદિવાસીઓએ જંગલ સહકારી મંડળી સ્થાપી જંગલનાં ઇમારતી લાકડાંનો વ્યાપાર શરૂ કર્યો છે. સહકારી મંડળ, ખરીદવેચાણ કરી યોગ્ય નફો તેમને વહેંચે છે. તેમનાં બાળકો હવે ચપળ બન્યા છે. તેમનામાં પણ શિક્ષણની ભૂખ જાગી છે. કેટલાક તો આજે ગ્રેજ્યુએટ થયા છે. રાજકારણમાં સમજે છે. કોઇ તેમને બોટ ન બનાવે એટલી સમજશક્તિ આવી છે. સિનેમા નાટકોમાં ને હોટેલોમાં પણ જતાં થયા છે. મને હવે ભય પેઠો છે, કે આપણી શહેરી સંસ્કૃતિ એમની આદિવાસી, અનાવિલ, ભોળી સંસ્કૃતિમા ભ્રષ્ટાચાર તો નહિ ફેલાવે ? અતિ સભ્ય કરવાના લોભમાં તેમનામાં હજી હજી રહેલા માનવતાનાં ગુણો ભૂસાઇ તો નહિ જાય ને ?

*

## [ ૨૮ ] જ્વાળા

મિત્રો,

બાના કરમની કઠિનાઈની શી શી વાત કરું? જિંદગી આખી એ દુઃખો સામે ઝઝૂમતી રહી. વૈધવ્ય પહેર્યાં કે પછી બા ક્યારેય પગવાળીને બેઠી નથી. ક્યારેય નિરાંતનો શ્વાસ લેવાનો એને સમય મળ્યો નથી. મુસીબત સામે એકલે હાથે એ લડતી જ રહી પણ એકે મુસીબત ઓછી ન થઈ. ઈશ્વર પણ જાણે એની કસોટી કરવા કમર કસીને પાછળ પડ્યો હોય તેમ એક દુઃખ પૂરું થયુ ન થયું ત્યાં તો બીજી અનેક મુસીબતોનો ગંજ ખડો કરી દેતો! બા પણ દુઃખોની આ પરંપરાથી ટેવાઈ ગઈ હતી, છતાં એની ધીરજનો પણ અંત આવ્યો હતો એટલે કર્તવ્યભારે જ જિંદગીને ઘસડતી હતી. આંસુ જ કેવળ એનાં આશ્વાસન હતાં. દુઃખોને હળવાં કરવાં ક્યારેક કરુણ-સ્વરે એ ગાતી :

સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈના નવ ટળે, રઘુનાથનાં જડીયાં.

એમ દુઃખો બાની જિંદગી સાથે જ જડેલાં રહ્યાં વિદ્યા નામે મારી એક મોટી બહેન હતી. બાપુજીએ એને, સારું ઠેકાણું જોઈને વડોદરા પાસે આવેલા પાદરા ગામે પરણાવી હતી. સસરા જ્ઞાતિમા પ્રતિષ્ઠિત માણસ હતા. જમીન, ઘર અને બીજી રોકડ મિલ્કત ઉપરાંત પોતાનું રણછોડરાયનું મંદિર, તેની પણ સારી આવક. તેનો વહિવટ બહેનની વિધવા સાસુ કરે. એકનો એક દીકરો એટલે ખાધેપીધે છોકરીને કદી દુઃખ નહિ આવે, એવી બાપુની ગણતરી. પણ જમાઈ ભવિષ્યમાં કેવો નીકળશે તે કંઈ દૂધી–ચીભડું થોડું હતાં કે કાપીને ખાતરી થાય ? રાંડીરાંડ માએ એમને અતિશય લાડપાડમાં ઉછેર્યા, પણ દીકરાની બધી હઠો પૂરી કરવામાં દીકરો હાથથી જશે તેનો પણ ખ્યાલ ન કર્યો. મનેની ખરાબ મિત્રોની સોબતમા પડ્યા. અંગ્રેજી છઠ્ઠા ધોરણથી અભ્યાસ છોડી દીધો. મંદિર, ખેતરની આવક સારી એટલે ભવિષ્યમા દીકરાનું શુ થશે એની ચિંતા નહોતી, ઊલટું જરૂર કરતાં બધું વધારે હતું એને કેમ વાપરવું એ ચિંતા વિશેષ હતી, તે આ દીકરાએ પૂરી કરી.

મારા બનેવી, મિત્રો સાથે વડોદરા સિનેમા, નાટકો જોવા જાય. આંખફરક, સટ્ટા અને જુગારમાં પૈસા બરબાદ કરે, મા કયારેક પૈસા ન આપે કે ઓછા આપે તો બહેન પાસે ખોટાં બહાનાં કાઢીને પડાવે. એક વાર બહેનની ઉતરી તેનો એ ત્રણ તોલાનો સોનાનો હાર પણ વેચી આવેલા બહેનને એમનાં પરાક્રમોની થોડી થોડી ગંધ તો આવવા માંડેલી એટલે કયારેક પૈસા કયા વપરાય છે, હારનુ શું થયુ. એ અંગે પૂછે તો ગુસ્સો કરી ગાળો ભાંડી, બહેનને ચૂપ કરી દે. મા પણ કડાપો તો કરે પણ એને તો બદે જ કોણ ? નાસી જવાની, આપઘાત કરવાની, ધમકી આપે. પોતે પેઇન્ટિંગ-ચિત્રકામનો કંત્રાટ રાખ્યો છે, વસ્તુઓ લાવવાની છે, એવાં ખોટાં ખોટાં બહાનાં કાઢીને

એ પૈસા પાવે, ને દીકરાઓની મા આપે. કદીક મા ઠપકો આપે તો બહેને ફરિયાદ કરી હશે એમ માની તેની સાથે ઝગડે, મારઝૂડ કરે. બહેન પણ એ બધું મૂંગે મોઢે સહન કરે, કોઇને કહેવામાં પણ પોતાના ઘરની જ ફજેતી થાય, પતિનું ભૂંડું દેખાય એવું સ્ત્રીથી કદી થાય નહિ એવા એના સંસ્કાર, એટલે સાસરાનું ઝેર પણ અમૃત ગણીને પીવું એ સ્ત્રીનું કર્તવ્ય સમજતી. આજે નહિ તે કાલે, ઠોકર વાગશે એટલે ઠેકાણે આવશે એવી એને શ્રદ્ધા. એટલે પરણ્યા પછી બેત્રણ વાર એ પિયર આવી હતી છતાં બનેવી અંગે કશી ફરિયાદનો શબ્દ તો શું, પણ એના વખાણ કરતી! સાસુના એના ઉપર ચારે હાથ છે એવો ગર્વ લેતી એટલે બા ખુશ હતી. વિદ્યાને કશું દુઃખ હશે એવી અમને ગંધ પણ એણે નહોતી આવવા દીધી. અને માને કયાં ઓછું દુઃખ હતું તેમાં વિદ્યા પોતાનું દુઃખ રડીને વધારો કરે?

વિદ્યા એવી સંસ્કારી અને શાણી, મારી ત્રીજી બહેન હતી. સૌ બહેનોમાં દેખાવડી અને ડાહ્યી. ફાયનલ સુધી ભણેલી અને કુટુંબમાં સૌને વહાલી. પિયર આવે ત્યારે ઘરનાં અને ઢોરનાં કામમાં બાને મદદ કરે, એટલે બાને પણ વિદ્યા આવી હોય ત્યારે ઘણી નિરાંત રહેતી. બધું કામકાજ હસતાં હસતાં કરે કવારે કદી કંટાળે નહિ. હસમુખો ચહેરો, આનંદી સ્વભાવ એટલે ફળિયામાં પણ એ સૌને વહાલી. એની બહેનપણીઓ પણ ઘણી, એટલે બપોરે ટોળું ભેગું કરીને વાતો જમાવે, બાળપણનાં અનેક સંસ્મરણો યાદ કરી, સૌને હસાવી એ પણ હસે, ત્યારે એનાં સ્વચ્છ સફેદ દાંતો અને ગાલે પડતાં ખાડા જોઇને આડોશી પાડોશી કહેતાં "વિદ્યા બહુ નસીબદાર છોકરી." ત્યારે બા મલકાઇને કહેતા: "એને સાસરે તો અત્તરના દીવા બળે એટલો પૈસો છે!"

વિદ્યા અને મારી ઉંમર વચ્ચે માત્ર બે વર્ષનો તફાવત હતો નાનપણમાં અમે સાથે પાંચિકા અને અલકચલાણી, ડાહીનો ઘોડો અને સોગટાંબાજી રમતાં, હીંચકો બાંધીને ઝૂલતાં. અલૂણામાં એની સાથે હાથમાં મેંદી મુકાવતો ને ઝલે ઝૂલતાં ખાયણાં ગાતો. બા કદી ખીજવાય કે મારે તો વિદ્યા મારી મદદે દોડે અને પંપાળતી મારાં આંસુ લૂછતી લાડ કરતી: "મારો ભૈલો બહુ ડાહ્યો." એમ બચીઓ ભરી ભરી રીઝવે, એટલે વિદ્યા આવે ત્યારે મારા આનંદનો પાર ન રહે. સાસરેથી મારા સારું જામફળ અને રાયણ લાવે, બોર અને મગજની બંટા-ગોળીઓનો પ્રસાદ લાવે. બનેવીએ ચીતરેલા દેવ દેવીઓનાં સરસ ચિત્રો લાવે.

બધી બહેનોનો અપાર પ્રેમ મને મળ્યો છે. બહેનો જેટલો જ બનેવીઓ પણ મને ચાહે. હું સૌનો લાડકો, એટલે દિવાળી કે ઉનાળાની રજાઓમાં બહેનોનાં અને બનેવીનાં નિમંત્રણ આવે. ઘણીવાર વિદ્યાને સાસરે પણ જાઉં, ત્યારે એના હરખનો પાર ન રહે. મને ગળપણ ભાવે એટલે સવારે રણછોડરાયને ધરાવેલો બંટાગોળીનો પ્રસાદ મને આપે રોજ રોજ નવું નવું રાંધીને જમાડે. બનેવીનો પણ મારા ઉપર અપાર પ્રેમ. તે એક અચ્છા કલાકાર હતા. કેન્વાસ પેઇન્ટિંગ અને ગ્લાસપેઇન્ટિંગ ઉપર એમનો હાથ સારો બેસેલો, એટલે લોકો એમને કામ આપે. તેમાં કમાય પણ સારું. એ ચિત્રકામ કરતા હોય ત્યારે મને પાસે બેસાડે. જુદા જુદા રંગોની મિલાવટ કરી પીંછી વડે કેનવાસ કે કાચ ઉપર નવી નવી રેખાઓ ઉપસાવે તે જોવાની ઘણી મઝા આવે. ક્યારેક વડોદરા ફરવા લઈ જાય. કમાટી, બાગ, રાજમહેલ, એમણે જ પહેલવહેલાં બતાવેલા. લક્ષ્મીકાન્ત નાટક સમાજનું 'સમર કેસરી' નાટક પણ પહેલવહેલું એમણે બતાવેલું. એમને કલાપીની કવિતાઓ ઘણી ગમે. કેકારવ એમને ઘેર હતો

બાળકીને મૂકીને, એક-માતા આપઘાત કરવાની હદે જાય ત્યારે એણે શું શું સહન કર્યું ? એની તો માત્ર કલ્પના જ કરી રહી ! આ બધી વાત તો અમને પાછળથી ખબર પડી.' મૂઆ કસાઈએ મારી દીકરીને મારી નાંખી અરે ભૂંડી ! મને જરા કહ્યું હોત તો જનમભર મારા ઘેર પાલવત.' એમ કલ્પાંત કરતી બાએ કેટલાય દિવસ સુધી રડયા કર્યું.

વિદ્યાના મૃત્યુના નવમે દિવસે પિયરનાં સગાંઓ લઈને અમે બહેનને સાસરે કાણ કરવા ગયાં. બાએ છાતી કૂટી કૂટીને વિલાપ કર્યો. કાળા સાડલા પહેરીને કાણે આવેલાં બૈરાંઓએ હૃદય હલાવી નાખે તેવા મરશિયા ગાયાં. કાકાએ માથે ધોતિયું ઓઢીને ઠૂઠવો મૂક્યો, 'દીકરી રે તને આ શું સૂઝ્યું !' ત્યારે મારી ઉંમર અઢાર વર્ષની હું બનેવી પાસે બેઠો હતો. તેઓ વિદ્યાના સદ્‌ગુણો ગાઈને પોતે નિર્દોષ છે એવી વાતો કરતા બેઠા હતા, તે મારા કાકાથી સહન ન થયું. પાછળથી આવીને જ વિદ્યાનાં દુઃખ અને એની સાચી હકીકત જાણી હતી એટલે બનેવીની વાત સાંભળી ભડકી ઊઠ્યા, 'મૂઆ વ ઘરી, કસાઈ, દુષ્ટ રાક્ષસ.' એવાં કઠોર વચનો કહીને ગુસ્સો ઠાલવવા લાગ્યા, 'જોઉં છું' ન્યાતમાંથી હવે તને કોણ છોકરી આપે છે?' એમ ઘાંટા પાડી પાડીને બોલવા લાગ્યા. પોલીસને પૈસા આપીને મૃત્યુ અંગે ખોટું પ્રમાણપત્ર મેળવ્યું છે, પોસ્ટમોર્ટમ (મરણોત્તર તપાસ)માં ડોકટરને પણ પૈસા ખવડાવેલા એની ઘણી વાતો અમે જાણી. કેટલાકે ફરી તપાસ કરાવવાની, કેસ કરી બનેવીને જેલમાં મોકલવાની, સલાહ આપી. પણ બાએ કહ્યું, 'હવે કેસ કર્યો, ને ના કર્યો, મારી દીકરી થોડી પાછી આવવાની છે?' કાણ કરીને અમે ધરમપુર પાછા આવ્યાં, બા દસ વર્ષ વધુ ઘરડી બની ગઈ, ચહેરામાં ચિંતાની કરચલી વધુ સ્પષ્ટ દેખાતી હતી. રડતી આંખો અને વિષાદની ઘેરી છાયાવાળા એના ચહેરા ઉપર રહ્યોસહ્યો આનંદ પણ અદશ્ય થયો !

તેમાની રચી કવિતાઓ મારી પાસે બેસાને એમણે વાંચેલી એટલે અઢાર વર્ષનો થયો ત્યાં સુધી બનેવી વિશે મારા મનમાં ઘણું ઊંચા ખ્યાલો. રજાઓ પૂરી થતાં મિત્રોની ટોળી લઈ એ મને સ્ટેશને મૂકવા આવે. મારી ટિકિટ પણ એ જ કઢાવે, એટલે વિદ્યા ઘણી સુખી એવી જ છાપ. પરંતુ એ તો ગયો. એમનો બાહ્ય શિષ્ટાચાર હતો. હૃદયમાં છૂપી શયતાનવૃત્તિને ઢાંકવાનો એ દંભ હતો. ગરીબ ગાય જેવી બહેનને કસાઈને ત્યાં બાંધી છે તે અમને બહુ મોડી ખબર પડી.

હું મેટ્રિકમાં હતો. શરદપૂર્ણિમાની રાતે વિદ્યાએ કૂવે પડીને આપઘાત કર્યો છે એવા અશુભ સમાચારનો પત્ર આવ્યો. બા તો વાત માને જ શી રીતે? વિદ્યા ત્રીજી સુવાવડ હતી. હજી પંદર દિવસ પણ થયા નહોતા, અઠવાડિયા ઉપર કુશળ સમાચારનો એના જ હાથે લખેલો પત્ર આવ્યો હતો, ત્યાં આ રીતે બને?

બનવાકાળ બની ગયું. ગુંડા મિત્રોની સોબતમાં અને જુગાર, ભાંગ-ગાંજાના વ્યસનમાં વગરના ઘણા ઘરેણાં વેચી કાઢેલા, તેની સાસુને ખબર પડી ત્યારે ધણીને પોતે જ બગાડયો છે એવો વિદ્યાને ઠપકો આપેલો. તે દિવસે બનેવીને બધો ગુસ્સો બહેન ઉપર ઠાલવ્યો. બહેને પણ બનેવીને કહેવાનું હતું તેટલું કહ્યું. પરિણામે બનેવીએ વિદ્યાને સુવાવડી છતાં ખૂબ મારી. લાકડીનો એક ઘા માથા ઉપર મારવાથી માથું પણ ફૂટી ગયું. સાસુએ અકર્મી દીકરાને ગાળો દેતાં વિદ્યાને પાટો બાંધ્યો. પણ વિદ્યા માટે આ બધું અસહ્ય હતું. લોકોને શું મોં બતાવવું, પિયરમાં ખબર પડશે તો? કદાચ આ બધા વિચારો રાતે એક-બે વાગે, એમના જ વાડામાં આવેલા કૂવામાં પડતું મૂક્યું. બે નાના દીકરાઓ અને પંદર દિવસની નવજાત

બાળકીને મૂકીને, એક-માતા આપઘાત કરવાની હદે જાય ત્યારે એણે શું શું સહન કર્યું ? એની તો માત્ર કલ્પના જ કરી રહી ! આ બધી વાત તો અમને પાછળથી ખબર પડી.' મૂઆ કસાઈએ મારી દીકરીને મારી નાંખી અરે જૂઠી ! મને જરા કહ્યું હોત તો જનમભર મારા ઘેર પાળત.' એમ કલ્પાંત કરતી બાએ કેટલાય દિવસ સુધી રડયા કર્યું.

વિદ્યાના મૃત્યુના નવમે દિવસે પિયરનાં સગાંઓ લઈને અમે બહેનને સાસરે કાણુ કરવા ગયાં. બાએ છાતી કૂટી કૂટીને વિલાપ કર્યા. કાળા સાડલા પહેરીને કાણે આવેલાં બૈરાંઓએ હૃદય હલાવી નાખે તેવા મરશિયા ગાયાં. કાકાએ માથે ધોતિયું ઓઢીને ડૂસકો મૂકયો, 'દીકરી રે તને આ શું સૂઝયું' !' ત્યારે મારી ઉંમર અઢાર વર્ષની હું બનેવી પાસે બેઠો હતો. તેઓ વિદ્યાના સદ્ગુણો ગાઈને પોતે નિર્દોષ છે એવી વાતો કરતા બેઠા હતા, તે મારા કાકાથી સહન ન થયું. પા રામાં આવીને જ વિદ્યાનાં દુ:ખ અંગેની સાચી હકીકત જાણી હતી એટલે બનેવીની વાત સાંભળી ઊકળી ઊઠયા, 'મૂઆ વાઘરી, કસાઈ, દુષ્ટ રાક્ષસ.' એવાં કઠોર વચનો કહીને ગુસ્સો ઠલવવા લાગ્યા, 'જોઉં છું ન્યાતમાંથી હવે તને કોણ છોકરી આપે છે ?' એમ ઘાંટા પાડી પાડીને બોલવા લાગ્યા. પોલીસને પૈસા આપીને મૃત્યુ અંગે ખોટું પ્રમાણપત્ર મેળવ્યું છે, પોસ્ટમોર્ટમ (મરણોત્તર તપાસ)માં ડૉકટરને પણ પૈસા ખવડાવેલા એની ઘણી વાતો અમે જાણી. કેટલાકે ફરી તપાસ કરાવવાની, કેસ કરી બનેવીને જેલમાં મોકલવાની, સલાહ આપી. પણ બાએ કહ્યું, 'હવે કેસ કર્યો, ને ના કર્યો, મારી દીકરી થોડી પાછી આવવાની-છે ?' કાણુ કરીને અમે ધરમપુર પાછા આવ્યાં, બા દસ વર્ષ વધુ ઘરડી બની ગઈ, ચહેરામાં ચિંતાની કરચલી વધુ સ્પષ્ટ દેખાતી હતી. રડતી આંખો અને વિષાદની ઘેરી છાયાવાળા એના ચહેરા ઉપર રહ્યોસહ્યો આનંદ પણ અદૃશ્ય થયો !

હજી વિદ્યાના મૃત્યુનો ભડકો હૃદયમાં ઓલવાયો નહોતો ત્યાં કાળીચૌદશની રાતે અમારા કોઢમાં આગ લાગી કમનસીબી બાની પાછળ પડી હતી!

અમારી કોઢ પાછળ વાડો હતો. તેમાં મીઠો લીમડો, બારમાસી આંબો, જાંબુ અને સીતાફળીનાં વૃક્ષો હતાં. નગરશેઠનો નોકર સાંજે મીઠો લીમડો લેવા આવ્યો હતો. પાકેલાં સીતાફળ જોઈને તેનું મન લલચાયું. સીતાફળીની એક મોટી ડાળી કોઢના છાપરા ઉપર પડતી હતી, એટલે છાપરે ચઢીને એ સીતાફળ તોડવા ગયેલો તે બાએ જોયેલો! મોઢામાં સળગતી બીડી રાખીને તે સીતાફળ તોડતો હતો, કદાચ એનો એકાદ તણખો છાપરા ઉપર મુકવવા મૂકેલી ચાર ઉપર પડ્યો હશે. કદાચ બીડીનું સળગતું ઠુંઠું એણે છાપરે ફેંક્યું હશે તે, કે પછી ગમે તે કારણે છાપરા ઉપરનું ઘાસ ધીમે ધીમે ધૂંધવાઈને રાત્રે મોટો ભડકો થયો રાતે અગિયારેક વાગ્યા હશે બારણાં બંધ કરીને અમે સૂઈ ગયાં હતાં. પહેલી રાતની ઊંઘ પણ ઘસઘસાટ એટલે પડોશના કાકાએ બે ત્રણ બૂમો મારી છતાં જાગ્યાં નહિ, છેવટે બારણા જોરથી ધમધમાવ્યાં, ત્યારે, 'કોણ છે એ!' એમ બૂમ પાડતી બા સફાળી ઊઠી! કાકા બૂમો પાડતા હતા, 'ઊઠો ઝટ કરો, કોઢિયામાં લા'ય લાગી છે, બધું સળગી જવાનું.'

બારણું ઉઘાડીને જોયું તો કોઢ ભડકે બળતી હતી. વાંસ લાકડાંનું ઘર, તેમાં વળી ઘાસ અને લાકડાંછાણાં ભરેલાં, એટલે સળગતાં વાર શી? જોત જોતામાં આગની જ્વાળાઓએ અમારા ઘરને પણ લપેટી લીધું. બા બિચારી બહાવરી બનીને બૂમો પાડતી હતી, 'બધું સત્યનાશ વળી ગયું, કોઈ ખોડી ગાયને બહાર કાઢો, કોઈ દોડો રે, બધું સળગીને ભસમ થઈ જવાનું.' એમ બૂમો મારતી જાય અને ઘરમાંથી જે કંઈ સામાન હાથમાં આવ્યો તે બહાર

કાઢની ત્યાં. આગની વાત આખા ગામમાં ફેલાઇ ગઈ. એક બે છોકરા થાળી વગાડતાં, બૂમો મારતાં, ગામમાં ફરી વળ્યા, 'જેઠા મહારાજના ઘરને આગ લાગી છે, ઝટ દોડો.' કોઇએ બંબાવાળાને જગાડ્યો. ઊંઘતું, જાગતું સૌ કોઇ દોડયું. બે-ચાર જુવાનિયા ભડકે બળતી કોઢમાંથી ગાય વાછરડાંને છોડવામાં લાગી ગયા. ઓડી ગાયે તો બગડા પાડીને ખીલે બાંધેલા દોરડાને તોડી, ભાગવા ભારે ધમપછાડા કર્યા હતા, એ કારણે દોરડાની ગાંઠ સજ્જડ બંધાઈ ગયેલી તે કેમ કરીને છૂટે નહિ. કોઈ દોડતો દોડતો દાતરડું લઈ આવ્યો ને ખીલે બાંધેલું દોરડું કાપી નાંખ્યું, કે ગાય ગભરાતી, ફૂંફાડા નાખતી બહાર દોડી ગઈ. આગે હવે ચારે બાજુથી ઘર અને કોઢને ઘેરી લીધાં હતાં. છાપરાંની બળતી વળીઓ કડાકા ધડાકા માથે નીચે પડતી હતી. છતાં કેટલાક સાહસિક જુવાનિયાઓએ બે-ત્રણ પેટીઓ અને થોડો પરચૂરણ સામાન બહાર કાઢયો. દસ બાર જણા કૂવામાંથી પાણી ખેંચવા મંડી પડયા. બીજા ડોલો ભરી ભરીને આગ હોલવવાના કામમાં લાગ્યા. અડોશી-પડોશીએ ઘરમાં જેટલું પાણી ભર્યું હશે તે બેઢેબેઢે ઠાલવવા માંડયું. બા અને હું પાણીની ડોલો ભરી ભરીને ગોદડાંનો સળગતો ડામચિયો ઓલવવા માટે વ્યર્થ ફાંફાં મારવા લાગ્યા. છેવટે બાએ ઉપરનાં ગોદડાંની ચોડને જોરથી ધક્કો મારીને પાડી નાખી અને નીચેનાં ગોદડામાં લપેટેલા ઘરેણાંના દાબડાને કાઢયો. એ એનાં સૌભાગ્યનું સંભારણું-લગ્નનું પહેલું હતું. દીકરાની વહુને ચઢાવવા એણે જીવની જેમ એનું જતન કરીને સાચવેલું. પણ તેમ કરતાં હાથે સખત દાઝી છતાં તે ન ગણકારતાં, ઉન્મત્ત સ્થિતિમાં પોતાની સમગ્રશક્તિથી, ભડકે બળતા ઘરમાં પાણી ભરેલી ડોલો છાંટયે જતી હતી ! મ્યુનિસિપાલિટીનો બંબો બગડયો હતો તેને ચાલુ કરતાં બે કલાક લાગ્યા. પણ ત્યારે તો કોઢ અને ઘર બળીને ભસ્મ થઈ ગયાં હતાં ! અનાજ, લાકડાં, ગોદડાં અને પરચૂરણ ઘરવખરી સૌને આગે બાકી નહોતાં રાખ્યાં.

હેબતાઇ ગયેના રડતા બે દીકરા અને નાની દીકરી સુમિત્રાને ભીંજાયેના પાલવમા વીંટાળીને ઊભેની, ઉપર આભ અને નીચે ધરતી વચ્ચે નિરાધાર બનેની બા, ભડકે બળતી જિંદગીને આંસુભરી આંખે, હૃદયથી જતની, સૂનમૂન બની ને જોઈ રહી હતી. પડોશી સૂરજકાકી આવીને કહે, 'પારવતી, ધર્મશાળામાં પથારીઓ કરી છે, ચાલ બાપ છોકરાંને સુવડાવ. અક્કરમીના પડિયા કાણાં, ચાલ મારી માવડી, બધું સળગી ગયું!' એટલું સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં તો બા બેશુદ્ધ બનીને જમીન ઉપર પટકાઈ. બાપુના મૃત્યુ પછી હિસ્ટીરિયાનો રોગ લાગુ પડયો હતો, થોડા વર્ષથી તે બંધ પડયો હતો, આજે ફરી શરૂ થયો હાથ પગ ખેંચાઇ ગયા, દાતની બત્રીશી બધાઇ ગઇ. શરીર ઠંડુ પડી ગયું.

ઘડિયાળમાં ત્રણના ટકોરા પડયા. આખું ફળિયું હજી જાગતું હતું. કોઈ કે કાંદો સુંઘાડયો, કોઇએ પગે સૂંઠ ઘસી ગરમાવો લાવવા પ્રયત્ન કર્યો, સૂરજકાકી બાના કાનમાં લળી લળીને બૂમો પાડવા લાગ્યા, 'અલી, પારવતી, ઓ પારવતી, આ છોકરાં સામુ તો જો, કેવા હેબતાઈ ગયા છે!' જાણે ઊંડાણમાંથી અવાજ આવ્યો, 'હ...મ' કેટલી વારે બાને કળ વળી, એટલે છુટ્ટે મોએ રડવા લાગી, પછી કપાળે હાથ કૂટીને કલ્પાંત કરવા લાગી, 'મેં મૂઇએ શા પાપ કર્યાં હતા? ભગવાન, હજી શું લૂંટવાનું બાકી રાખ્યું છે? મને એમની સાથે મોત કેમ ના આપ્યુ? છ્વતરમાં જ પૂળો મૂકવો તો ને...?' એમ હૈયાફાટ, ક્યાંય સુધી રડયા કર્યું. અમે ભાઈ બહેન પણ રડતા હતા પાસે ઊભેલા કેટલાંય માણસોની આંખમાં પણ આંસુ આવી ગયા. તેઓ અંદર અંદર વાતો કરતા હતા, 'બિચારી, જનમારો આખો સળગતી જ રહી.'

દિવાળીના બે દિવસ ધર્મશાળામાં જ કાઢયા. બાના હૃદયમાં તો હોળી સળગતી હતી. અમે કોઇ દિવસ કાકાને ત્યાં તો કોઈ દિવસ

ફળિયામાં જે બોલાવે તેમને ત્યાં જમી આવતાં. કોઈને ત્યાંથી બા" માટે ભાણું આવે પણ બે દિવસ સુધી એણે અન્નનો કોળિયો મોઢે ન અડાડ્યો. કેવળ શૂન્યમનસ્ક, ફાટયા ડોળે, અદીઠમાં તાકયા કરે.

લાભપાંચમનું સારું મુહૂર્ત જોઈ રામજીમંદિરની ગલીમાં, સદાશિવ મહારાજની ચાલમાં એક ઘર ખાલી હતું તેમાં બચ્યું-સાચ્યું લઈ ને અમે રહેવા ગયાં. મહિને પાંચ રૂપિયા ભાડું હતું પણ તેય અમારા માટે ઘણું મોંઘું હતું. ગાય-વાછરડાને ધર્મશાળાની પડશાળમાં બાંધવાની કામચલાઉ વ્યવસ્થા કરી. સવાર-સાંજ બા ગાયને દોહી જતી. અમે પણ બે ત્રણ આંટા મારી આવતાં ને ઘાસ પાણીની વ્યવસ્થા કરતાં. ઘરમાં જે કંઈ અનાજ હતું તે આગમાં બળી ગયું હતું, એટલે બાપાજીને ત્યાંથી થોડુંગણું ઉધાર લાવ્યા, મોદીકાકાના વહુ, જડાવમાએ થોડુંગણું અનાજ આપ્યું ને દસ રૂપિયા હાથ ખરચીના આપ્યા. અડોશીપડોશીએ એકેક બબ્બે ગોદડાં આપ્યાં, જેમા અમે ભાઈ બહેન સૂતાં. પણ બા તો જમીન ઉપર સાદડી પાથરીને જ પડી રહેતી એ હવે ભાંગી પડી હતી. ચિંતાગ્નિમાં બળતી અનેક વિચારોમાં પડી જતી. એને ઊંઘ શી રીતે આવે? છતા સવાર પડતાં કોઈ અજ્ઞાતશક્તિથી એ દૈનિક પ્રવૃત્તિમા ગૂંથાઈ જતી અને હૃદય ઉપર પથ્થર મૂકીને જિંદગીને ઘસડતી. માત્ર એક જ આશાએ જીવતી, કે કાલ સવારે છોકરો મોટો થશે નોકરી કરશે અને ભવિષ્યમાં સુખના દિવસો આવશે।



નવું ઝૂપડું બાંધવા સરકાર તરફથી અમને બસો રૂપિયા મળ્યા. દાસકાકા લાકડાનો વ્યાપાર કરતા તેમણે વાંસ અને લાકડા આપ્યા. મોદીકાકાએ એમના જૂના બારણાં, ખીલા, બારસાખ જેવો પરચૂરણ સામાન આપ્યો અને કામ ચલાઉ વાસનું ઝૂપડું ઊભું કરી અમે વસંત પંચમીને અમારા નવા ઘરમાં રહેવા ગયા. છાણ માટીનો ગારો હું અને નાનો ભાઈ તૈયાર કરીએ. બા અને બહેને કામડાંની ભીંતો અને ઘર લીંપે. ગાય-વાછરડા માટે ઘરને અડીને એકઢાળિયું છાપરું ઊભું કર્યું. પણ ખવું શું? ઘરમાં અનાજનો દાણો ય નહોતો !

નગરશેઠનાં વહુ મરજાળા બહુ ભલા, ધર્મનિષ્ઠ, પવિત્ર અને ઉદાર હતા. બા ઘરકામથી પરવારી એમને ત્યાં જતી, એમને રસોઈ-પાણીમાં મદદ કરતી એમની વહુના છોકરા સાચવતી. બદલામાં ચારેક માણસને પૂરું થાય તેટલું ગાધું બાને નિયમિત મળતું. વાર-તહેવારે બા એમને ત્યાં રસોઇ કરવા જાય ત્યારે અમારે ત્યાં જ જમવાનું હોય. બળેવને દિવસે અમે એમને ત્યાં રાખડી બાંધવા જઈએ ત્યારે અમને ચાર આના દક્ષિણા આપે મકરસંક્રાતિને દિવસે ખમીસ કે ચડ્ડીનું કાપડ આપે. બહેનો સામગ્રેથી આવે ત્યારે તેમને એક એક સાડલો આપે. આમ બાના દુઃખમાં સૂરજબાની મોટી ઓથ હતી.

અમને ઉછેરવામાં બાએ પોતાની જાત સામે કદી જોયુ નથી કદી પગવાળીને બેઠી નથી નિરાતે અન્નનો કોળિયો જમી નથી. બાની તંદુરસ્તી ઘણી સારી. ડૉકટર કે દવાની એને કદી જરૂર પડી નથી. છતાં જિંદગીથી હવે એ કંટાળી હતી. લાંબી મજલ હોંશે હોંશે કાપ્યા પછી મંજિલ પાસે આવે ત્યારે થાક વધારે લાગે, એવો થાક બા અનુભવતી હતી શરીર ઉપર વૃદ્ધત્વના ઓળા હવે સ્પષ્ટ દેખાતા હતા આગલા દાંતો પડી ગયા હતા. આંખે ઝાંખપ આવી હતી. શરીર ઉપર કરચલીઓ પડી હતી. શક્તિ ઓછી થઇ હતી એટલે કામના ઘસરકાથી થાકી જતી ત્યારે અકળાતી અને સાધારણ બાબતમાં અમારા ઉપર ગુસ્સે થઇ જતી. તેમા હું મેટ્રિકમાં નાપાસ થયો હતો. આમ નિરાત તો ઝાઝવાના જળની જેમ દૂર ને દૂર ભાગતી જતી હતી. કાકા કહેતા, 'બીપુને હવે પરણાવી દો, અઢારનો તો થયો.' બા કહેતી, 'પણ વહુ લાવીને ખવડાવવું શું, મારું શકોરું ? મેટ્રિક પાસ થયો હોત તો તલાટી કે માગ્તરની નોકરી ય મળી હોત, આ તો મારું રાંડનું જ નસીબ જ ફૂટેલું.' એ રીતે બા પોતાનું દુઃખ સૌ આગળ રડતી.

કાકાનો દીકરો બાબુ મારાથી નાનો છતાં પહેલે વર્ષે મેટ્રિક પાસ થયો હતો ને ગામ ને ત્યાં રહી મુબઈ કૉલેજમાં ભણતો હતો. અમારા કુટુંબમાં બાબુ જ પહેલો છોકરો હતો જે મેટ્રિક પાસ થયો હતો. એટલે કાકા-કાકીના આનંદનો પાર નહિ. બા પોતાનાં રોદણાં રડે ત્યારે કાકીને છૂપો છૂપો આનંદ થાય. પોતે નસીબદાર છે એવો ગર્વ પણ અનુભવે. 'રાંડી પુત્ર શાહજાદા.' એવું મેંડમાં મહેણું પણ

મારી લે બાપુના મૃત્યુ પછી ઘર કેમ ચાલે છે, કોઠીમાં દાણા છે કે કેમ ? એ પૂછવાનું તો આવું ગયું, ઊલટું દાઝ્યા ઉપર ડામ હોય તેમ કાકા પણ કહેવામાં કશું બાકી નહોતા રાખતા, ‘દીકરાને બહુ લાડ લડાવ્યા, મન ફાવ્યું તેમ નાચવા દીધા, તે લો, ભૈએ ઉકાળ્યું ?’ બા કદી તલાટી કે કારકુનની નોકરી હોય તો જોજો એવું કહેતી, તો કહેતા, ‘હોવે નોકરી એમ તમારા લાડકા સારુ ઝાડે લટકાવી રાખી છે ? છોકરાને ચગવું હતું તેમ ચગવા દીધો, મોટું મહાત્મા ગાંધીનું પૂછડું તે ધોળી ટોપું પહેરીને લોકોનો ઉદ્ધાર કરવા નીકળી પડયા હતા, કરોને તમારો જ ઉદ્ધાર.’ કાકી વળી અગ્નિમાં ઘી હોમતાં હોય તેમ કહેતાં, ‘મારા બાબુને તો રેલ્વેમાં આજે નોકરી મળે એમ છે. પણ ના રે બા. મારે તો એને ભણાવવો છે. એના મામા કેવા બેઠા છે ? વકીલ બનાવીને જ મોકલશે. બાબુ માટે ન્યાતમાંથી માગાંએ કેટલા આવે છે ? પણ નારે બા, છોકરો ભણેલો હોય ત્યારે એ વાત નહિ. સારું ઠેકાણું જુએ એટલે લોકો ઉંબરા ટોચી ખાય છે, અમે તો ઘણું ય કહીએ છીએ, જાવને ત્યાં, ભીખું તો અમારા બાબુ કરતાં ત્રણ વર્ષે મોટો છે પણ બધા એમ જ કહે, ‘તમારા દીકરા માટે હોય તો જ અમારે સગાઈ કરવાની છે, બીજી વાત ન કરશો. પછી અમે તે કેટલુક દબાણ કરીએ ? લોકો જાણી જોઈ દીકરીને ખાડામાં ધોડી નાખે કૈં ?’’ આવા આવાં મહેણાં–ટોણા મૂંગે મોઢે બા સહન કરતી, બોડી ગાય હવે એક ટંક જ દોહવા દેતી હતી, મહિનાનાં તો તે વસૂકી જવાની હતી બાપુ વખતની થોડી ઘણી ઉઘરાણી બાકી હતી પણ તે તગડથી કશું આવે એવું લાગતું

નહોતું. કારાં વર્ષોમાં એ સોડો પણ ઘસાઈ ગયા હતા. તે આપે ક્યાંથી? ગામમાં ગાંધીનું દેવું કર્યું હતું. ઘર બાંધ્યું તેમાં સુથારના થોડા પૈસા બાકી હતા, તે સૌ ઉઘરાણી કરતા હતા, બા જેમ તેમ બે ટંક પૂરું કરતી ત્યાં આ બધી મુશ્કેલીને શી રીતે પહોંચી વળે? એને તો ભવિષ્ય પણ અટ્ટહાસ્ય કરતું દેખાતું હતું!

મૅટ્રિકનું ફૉર્મ તો જેમ તેમ કરીને ભર્યું હતું પણ પરીક્ષા આપવા વડોદરા કેન્દ્ર રાખ્યું હતું તે માટે વીસ–પચ્ચીસ રૂપિયાની વ્યવસ્થા કરવાની હતી. એટલા પૈસા લાવવા ક્યાંથી? ધરમપુરથી પાંચેક માઈલને અંતરે મરઘમાળ ગામે રણછોડ ભાયા નામના ધોડિયા પાસે સોએક રૂપિયા લેણા હતા. એટલે બાએ મને મરઘમાળ ઉઘરાણીએ મોકલ્યો. ધરમપુરની રાનીપરજ જેવી જ રણછોડની સ્થિતિ, છતાં ખાધે પીધે બીજા કરતાં થોડો સુખી. જમીન પણ સારી. એટલે એ પોતાની સગવડ પ્રમાણે રોકડ પૈસાને બદલે ડાંગર, કેરી, ગોળ એવું નિયમિત આપી જતો. બાપુના મૃત્યુ પછી એણે કદી ઉઘરાણી કરાવી નહોતી. આ વર્ષે એણે શેરડી કરી હતી તેમાંથી દેવું ચૂકતે કરવાનો હતો. ગોળ વેચવા એ વલસાડ જવાનો હતો એટલે પૈસા આવે પછી આપશે એવો જવાબ મળ્યો એટલે હું વીલે મોંએ ધરમપુર પાછો આવ્યો. બાએ સૂરજબાને વાત કરી. આગલે વર્ષે મોદીકાકાએ ઘરેણાં ગીરવે મુકાવીને પૈસા આપેલા તે એમણે જાણેલું ત્યારે બાને ઠપકો પણ આપેલો. એટલે બાએ વાત કરી કે તરત જ એમની ખાનગી બચતમાંથી મોદીકાકાથી છૂપી રીતે ઘેર આવીને પચ્ચીસ રૂપિયા, વિદ્યાદાનમાં મદદ તરીકે

આપી ગયાં. પરીક્ષા આપવા જતાં બે દિવસ અગાઉ રણછોડ ત્રીસ રૂપિયા આપી ગયો.

આ વખતે પરીક્ષા માટે મેં સારી તૈયારી કરી હતી. ઇબ્રાહીમ તથા બાબુએ બીજગણિત-ભૂમિતિ બરાબર પાકાં કરાવ્યાં હતાં. બીજા વિષયોમાં ડર નહોતો એટલે પાસ થવાની પૂરી ખાતરી છતાં પરિણામની આગલી રાતે બાને કે મને ઊંઘ ન આવી. 'પરિણામ કડક આવ્યું તો? કદાચ નાપાસ થયો તો?' એવી અનેક શંકા-કુશંકા થતી. ગણિતનું પ્રશ્નપત્ર લઈને હું માર્કસ ગણી જોતો, કાપી કાપીને માર્કસ મૂકું તો પણ બસોમાંથી નેવું ઉપર માર્કસ આવશે જ એવી ખાતરી કરું, છતાં મનમાં ઢચુપચુ થાય.

તે જમાનામાં પરિણામ જાણવાનું એક માત્ર સાધન—અંગ્રેજી છાપું. ધરમપુરમાં ટાઇમ્સ ઑફ ઇન્ડિયાની પાંચ-છ નકલ આવે. એક નકલ હાઇસ્કૂલમાં આવે. પણ હેડમાસ્તરને ત્યાં જાતે નંબર જોવા જવાની હિંમત નહિ. બા મોકલે પણ નહિ નાપાસ થયો ને કંઈ અવળું પગલું ભરી બેસું તો? પાંચ વાગે ઊઠી, નાહી ધોઈ પૂજા કરીને બા પરવારી હતી. એટલે સવારના પહોરથી ઘરમાંથી ઓટલે અને ઓટલેથી ઘરમાં રઘવાયેલી બની આંટા માર્યા કરતી હતી. કોઈ આવતું જતું હોય તેને પૂછે, 'ટપાલની મોટર આવી ગઈ?'

ટપાલની મોટર આવી ગયાને અર્ધો કલાક થયો છતાં કશા સમાચાર ન આવ્યા એટલે બા પાછી ચિંતામાં પડી ગઈ, 'પાસ થયો

હોય તો કમાગ્નુય કોઈ આવીને કહી જાય ને ?' મારી પણ શ્રદ્ધા ડગુમગુ થઈ હતી છતાં બાને ધીરજ આપવા પ્રયત્ન કરું : 'આ વખતે તો ચોક્કસ પાસ થવાનો.' એટનામાં રસિક દોડતો દોડતો બૂમો પાડતો આવ્યો, 'કાકી ભીખુ પાસ થયો.' હું રસિકને ભેટી પડયો. પણ બા ? એ તો અવાક બની ગઈ હતી. ફરી હિસ્ટીરિયા આવ્યો !

જિંદગીની થપ્પડો ખાઇ ખાઈ ને એ હવે હારી ગઈ હતી. હૃદય એટલુ આળું બની ગયું હતું કે આનંદના સમાચાર જીરવવાની પણ એનામા શક્તિ રહી નહોતી. આખી જિંદગીની કરૂણ કહાની એને યાદ આવી હશે. મોઢે ફીણ વળતાં હતા. આનંદ, શોકમાં પલટાઈ ગયો. અમે બાની સારવાર કરવામાં લાગી ગયા. કળ વળતાં પહેલાં બાએ મૂર્છિત દશામાં જ રડવા માંડયું. 'કાકી આ શું કરો છો ? તમારો ભીખુ પાસ થયો, મેટ્રિકમાં પાસ થયો.' એમ બૂમો પાડતો રસિક, બાને હાથ પકડીને ઢંઢોળવા લાગ્યો. મારામાં પણ પાસ થવાનો આનંદ, ઝાઝો ટકયો નહિ. આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યાં. નાનાભાઇ અને નાની બહેન પણ રડે. શું કરવું તે સૂઝતું નહોતું. પડોશમાંથી મણિબહેન મહેતી આવ્યાં, 'અલી પારવતી, હવે શું છે તે મારી બૈ આમ સારે દિવસે રડવા માંડયું છે ?' પછી નાની બહેન, સુમિત્રાને કહ્યુ, છોડી, ઊભી શુ રહી છે ? જા, ભગવાન આગળ દીવો કર. હુ દિવાન સાહેબને ભીખુની નોકરી માટે ભલામણ કરી આવી છું, અને જો છોડી, આજે કંસાર રાંધજે, બહુ દિવસે આજે ઇશ્વરે સામું જોયું.' થોડી વારે જ્યારે બાને કળ વળી ત્યારે હૃદયમાં ભરાયેલા ડૂમાને

છાતીએ હાથ ફેરવી હળવો કરતા, અદીઠમાં કશું કતારી તાળીને જોતા બબડી, 'બા શ આજે બીખુના બાપ જીવતા હોત તો ?' હું બાને પગે લાગ્યો બાએ મારે માથે હાથ ફેરવીને આશિષ આપ્યા, 'દીકરા સદ્‌ગુણી થજે' સુમિત્રાએ દેવ આગળ ઘીનો દીવો પ્રગટાવ્યો અને પગે લાગી શંકરસ્તવન કરવા લાગી

જયશંકર પાર્વતીપતે મૃડશંભો શશિખંડ મંડનમ્
મદનાન્તક ભક્તવત્સલ પ્રિય કૈલાસ દયાસુધામ્બુધે.

